[illegible]

| | |
|---|---|
| ઈશાન | ૦–૧૨ |
| સ્વરાજ્ય અને સંરક્ષણ | ૦–૧૨ |
| એડૉલ્ફ હીટલર | ૦–૮ |
| સંધ્યાના રંગ | ૧–૪ |
| સૌરભ | ૦–૧૨ |
| યુગાંતર | ૧–૦ |

[illegible]

| | |
|---|---|
| કોરી કિતાબ | ૧–૮ |
| પૂર્વજોના પાપે [મ. નથી] | ૧–૮ |
| અફઘાનિસ્તાન | ૦–૧૨ |
| બે ક્રાંતિકાર | ૧–૦ |
| ખિલખિલાટ | ૧–૪ |

[illegible]

| | |
|---|---|
| આમવિચારણા | ૦–૧૨ |
| જીવનચક્ર | ૧–૪ |
| વિભંગફલ | ૧–૮ |
| લગ્ન ધર્મ કે કરાર? | ૧–૮ |
| દશમી | ૦–૧૨ |

[illegible]

| | |
|---|---|
| પાંખડીઓ | ૧–૮ |
| રામરોટી | ૧–૮ |
| સંહાર | ૨–૦ |
| એબીસીનીયાપર ઓથાર | ૨–૦ |
| મારા વિના નહિ ચાલે | ૧–૦ |

| | |
|---|---|
| બ્રહ્મચર્ય મીમાંસા | ૩–૮ |
| મુક્ત પંખી | ૨–૮ |
| આંમઘણી | ૨–૦ |

[illegible]

નવયુગ પુસ્તક ભંડાર : પુસ્તક સંખ્યા : ૧૧૨

# વિજેતા

: પ્રયોજક :
મોહનલાલ ચુનીલાલ ધામી

કિંમત રૂા. દોઢ

: પ્રકાશક :
નવયુગ પુસ્તક ભંડાર
બુકસેલર્સ અને પબ્લીશર્સ
રાજકોટ : : [કાઠિયાવાડ]

આવૃત્તિ ૧ લી ] [ માર્ચ ૧૯૪૨

## : લીલાવતી ગ્રંથમાળા :

વર્ષ ૯ મું ] [ પુસ્તક ૪ થું

: લવાજમ :

[ એક હજાર પાનાના ચાર પાકા પૂંઠાના પુસ્તકો ]

| દેશમાં | બ્રહ્મદેશ | પરદેશ |
|---|---|---|
| ૪—૦—૦ | ૪—૮—૦ | સીલીંગ આઠ |

: મુદ્રક :

સૌ. વિજયાબહેન દોશી
નવયુગ પુસ્તક ભંડાર
રાજકોટ : [ કાઠિયાવાડ ]

મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ

પ્રિયમિત્ર,

શ્રી પુરુષોત્તમ નારણદાસ ગાંધીને

અનંત સ્મરણો સાથે......

મોહનલાલ ધામી

બંગાળની એક નાની નવલકથા ઘણા સમય પહેલાં મારા વાંચવામાં આવેલી. એ કથાનું આ અવતરણ છે. નાની છતાં મધુર હોવાથી આ કથા ગૂજરાત સમક્ષ મૂકી છે. આશા છે કે આપ સહુને ગમશે.

વૈદ્ય મોહનલાલ ધામી

# ૧

**સ્ટેશનપર** પગ મૂકતાંજ સુધાએ જોયું, સ્ટેશન સાવ ખાલી ખમ હતું. એક પણ મજૂર નહોતો. કેવળ કેટલાક ટિકિટ તપાસનારાઓ ટિકિટ તપાસી રહ્યા હતા. સુધાના મોટાભાઈ કેટલાક દાસદાસીઓની સહાયથી ડબ્બામાંથી માંડમાંડ નીચે ઉતરી રહ્યા હતા.

સુધાએ નયનો વક્ર કરીને માસીબાને પૂછયું: "આ વળી શો તમાસો છે! કલકત્તાના મજૂરોને શું પ્લેગ થયો છે?"

માસીએ કહ્યું: "એ કેમ ખબર પડે બહેન! આ તો કલકત્તા છે! બે માસથી તો આપણે બહાર હતા!"

સુધા કંઈક કહેવા જતી હતી ત્યાં બરાબર એ સમયે જ એક ચશ્માધારી યુવક દોડતો આવ્યો અને હર્ષભેર બોલ્યો: "આ રહી સુધા, અમલભાઈ ક્યાં છે?"

સુધાએ અંગુલિ સંકેતથી ભાઈને બતાવતાં કહ્યું: "ઓહ સુધીર કે! સ્ટેશન ઉપર કોઈ મજૂર નથી, બહાર

કોઈ ગાડી કે મોટર પણ નથી દેખાતી, અમારી મોટર પણ નથી આવી લાગતી?"

સુધીરે હસીને કહ્યું: "તમે ત્યારે કશું જાણતાં જ નથી! તમને શું, ગઈકાલ સાંજ સુધી અમને પણ ખબર નહોતી કે તમારો શૉફર આવી શકશે નહિ."

સુધાએ કહ્યું: "કેમ, અમારો શૉફર શા માટે નથી આવ્યો? તેને વળી શું થઈ ગયું છે? આ બધા હલકા માણસોની સ્પર્ધા દિવસે દિવસે વધતી જાય છે."

દાસદાસીઓના આશ્રયે અમલકુમાર આગળ આવીને બોલ્યો: "કોણ સુધીર! બુદ્ધિ પણ સારી છે હો...!"

સુધીર વચ્ચે જ બોલી ઊઠ્યો: "આજે તો હડતાલ છે અમલભાઈ! તમે શું વર્તમાનપત્ર નથી વાંચ્યું?"

"ત્રણ દહાડાથી ગાડીમાં જ બેઠાં છીએ. છાપું પણ વાંચી શક્યા નથી."

માસીબાએ ઉત્કંઠિત ભાવે પૂછ્યું: "હવે અમે ઘેર કેવી રીતે જઈ શકશું?"

અમલ પણ બોલી ઊઠ્યો: "શું એકાદ ગાડી– મોટર કશું નહિ મળી શકે?"

સુધીરે કહ્યું: "ગમે તેટલાં નાણાં દેતાં પણ નહિ. ગાડી તો એક બાજૂ રહી પણ મજૂર, રીકસો, બળદગાડી કે કશું આજે મળી શકે એમ નથી."

"ત્યારે શું કરશું?" અમલે માથું ખંજવાળતાં પ્રશ્ન કર્યો.

સુધીરે કહ્યું: "બધો સરસામાન સ્ટેશન માસ્તરને હવાલે રાખીને આપણે બધાએ ચાલતાં જ જવું પડશે."

"સારું! પણ સુધા અને માસીબા?"

"તેઓ પણ ચાલીને આવે, રસ્તો કંઈ લાંબો તો છે જ નહિ."

અમલે વિરક્ત ભાવે કહ્યું: "તું તે કેવી વાતો કરે છે સુધીર! દિવાનો તો નથી બન્યો ને? સુધા શું ચાલીને જઈ શકે?"

સુધીરે ગંભીર ભાવે કહ્યું: "કેમ એમાં શી હરકત! સીમલાના પહાડપર સુધા પગે ચાલીને શું ફરવા નહોતી જતી? દિલ્હીમાં પણ નહોતું ચાલવું પડતું? લ્યો ચાલો હવે. દેશમાં મહાન જાગૃતિ આવી છે, દેશખાતર અમીરો આજે ફકીરી લઈ રહ્યા છે, અને..."

બરાબર આ સમયે એક સ્વયંસેવકે આવીને પ્રશ્ન કર્યો: "આપને ક્યાં જવું છે? આપની સાથે કેટલી મહિલાઓ છે?"

મુસાફરીના થાકથી શ્રમીત થયેલા અમલકુમારે જરા ક્રોધભર્યા સ્વરે કહ્યું: "શું કામ છે કહો જોઉં? આપને એ બધું જાણવાની શી જરૂર?"

યુવકે કહ્યું: "જી, મારે કશું જાણવાની જરૂર નથી. હું તો આપના માટે જ પૂછું છું. સાથે મહિલાઓ છે, અને એમને ઘેર પહોંચતા કરવા માટે આપને જરૂર હોય તો હું સ્વયંસેવક દળની ગાડીની વ્યવસ્થા કરી શકું એમ છું..."

અમલે ઉત્સુકતાસહ કહ્યું: "સ્વયંસેવક દળની ગાડી? કોને માટે?"

સુધીરે હસીને કહ્યું: "તમે પણ ન સમજ્યા, આ તો રાષ્ટ્રિય ધ્વજવાળી કોંગ્રેસની ગાડી!"

અમલે કહ્યું: "યમરાજની ગાડી મળે તો પણ કોઈ બાધ નથી. ક્યાં છે એ ગાડી?"

યુવકે એક સીટી મારી. તરત એક મોટરકાર સ્ટેશન બહાર આવીને ઊભી રહી. એના આગલા ભાગ પર એક પતાકા હતી. તેમાં લખ્યું હતું : 'રાષ્ટ્રિય સેવાદળ.'

થોડી જ વારમાં આ બધું બની ગયું. અમલ વિસ્મયથી અવાક્ બની ગયો. તે સુધા અને માસીબાને લઈને ગાડીમાં બેસવા જતો હતો ત્યાં શૉફરે હાથ જોડીને વિનંતિ ભર્યા સ્વરે કહ્યું : "માફ કરજો, પ્રથમ બહેનોનો અધિકાર છે. ત્યાર પછી..."

શૉફર સામે ક્રોધભરી નજર કરતાં જ અમલના વિસ્મયનો પાર ન રહ્યો. તેણે શૉફરના ખભા પર ભાવપૂર્વક હાથ મૂકીને કહ્યું : "ઓહ્ સૌરિન તું ? તું વળી શૉફર ક્યારનો થયો ? આ બધું નેશનલ સર્વિસનું તૂત ક્યારથી ઊભું થયું છે ? કહેતો ખરો."

સૌરિન્દ્રમોહને હર્ષ – ગર્વ મિશ્રિત સ્વરે જરા ગંભીર ભાવે કહ્યું : "જ્યારથી માતાની હાકલ પડી છે ! પણ જવા દો, સમય ચાલ્યો જાય છે. મહિલાઓને આપ ગાડીમાં બેસાડી દો. ક્યાં જવાનું છે ?"

અમલ બોલ્યો : "હું મારી બહેન અને માસીબાને એકલાં તો નહિ જવા દઉં."

સૌરિને વિનમ્ર સ્વરે કહ્યું : "એ અમારાં પણ મા બહેન છે. આપણે બધાં એક જ માતાના સંતાન છીએ. તેની ચિંતા ન કરો."

સૌરિને ગાડીનો દરવાજો ખોલી આપ્યો. સુધીરે મૃદુ સ્વરે કહ્યું : "સુધા, બેસી જા. કશી ચિંતા કરવાની જરૂર નથી. એ લોકો ગમે તે હોય પણ નારીની મર્યાદાને બરાબર સમજે છે. કશા સંકોચની જરૂર નથી."

અમલકુમારે વિચાર્યું, ખોટા અભિમાનથી કશું વળશે નહિ. ગમે તેટલી મહેનતથી પણ બીજું કાંઈ વાહન મેળવી શકાય એમ નથી. એટલે તેણે ન છૂટકે બહેન અને માસીને એક દાસી સાથે ગાડીમાં બેસાડીને કહ્યું :–"જાઓ, સુધા–નિવાસ. સૌરિન તને તો મારા ઠેકાણાની ખબર છે."

સુધાએ પ્રશ્ન કર્યો : "મોટાભાઈ, તમે?"

અમલકુમારે કપાળપરનો પસીનો લૂછીને કહ્યું : "મારી ચિંતા કરીશ નહિ. હું હમણાંજ આવી પહોંચીશ."

મોટર વાયુવેગે ચાલી ગઈ.

# ૨

**ટુવાલથી** મોઢું સાફ કરીને મી. સરકારે કહ્યું: "આહ જવા દે તારી ચોરીટી! રોજ રોજ આવી ચેરીટી કરવા જતાં દેવાળું કાઢવું પડે."

દાકતર અજીતનાથે કહ્યું: "ના રે ના, આ ક્યાં હજાર પાંચસો દેવાના હતા, આ તો જે પાંચ દસ દેવાની ઇચ્છા હોય તે. અમે બધાયે યથાશકિત આપેલ છે."

"પાંચ દસ રૂપિયા? એટલાથી શું થશે?"

"એકાદ શાળા. તેમાં છોકરાઓ ભણશે અને રેંટિયા પણ ચલાવશે."

મિ. સરકારે જોરથી ટેબલ પર હાથ પછાડીને કહ્યું: "જૂઠું છે! એ જ કહેને તમારી આ બધી વાનર બુદ્ધિ છે! કેટલાય મૂર્ખાઓ આવીને..."

અજીતબાબુએ છતાં પણ હળવા હાસ્ય સાથે કહ્યું: "વાહરે, બુદ્ધિ વગર તારી પાસે આવ્યા હશું? શું આપે છે એ જલદી કહી નાખ."

"જલદી કહું? હું એક ફુટી કોડી પણ નહિ આપી શકું. રેંટિયાના તોફાને તો આખા દેશને હડકાયો કરી નાખ્યો છે!" કહીને મિ. સરકારે પોતાના ચશ્મા લૂછયાં.

દાકતરે ગંભિર ભાવે કહ્યું: "જો, પાગલ ન થા. આ કાર્ય ખરેખર સારું છે, ન હોત તો હું સાથે આવત ખરો? દેશમાં એક સારી શાળા થાય છે. આપણે પાંચ જણા જો સહકાર નહિ આપીએ તો..."

"તે ભલે. શાળા કરવામાં કોણ આડે આવે છે? પણ આ બેકારોની સાથે તું શા માટે ભળી ગયો?" કહીને મિ. સરકારે એક પેગ લઈ ગળું ભીંજવ્યું.

"ના, ના, તું બરાબર સમજી શક્યો નથી. આ લોકો ખરેખર બેકાર નથી. જો, અમલ તો જમીનદાર છે. આ બધા લોકો દંભી હોય તો અમલ ફાળામાં સહકાર આપે ખરો? અમલ તો માત્ર હડતાલની વ્યવસ્થા જોઈને જ ખુશ થઈ ગયો હતો."

"એમ! અમલે પૈસા આપ્યા? સુધાએ એમાં મત આપ્યો હતો?"

"સુધા શું બોલે? અમલ તો બધું સમજે છે."

"રેંટિયાશાળામાં અમલે કેટલા પૈસા આપ્યા?"

"માત્ર પૈસા નહિ, જમીન અને મકાન પણ આપ્યું."

"એ કેવી રીતે? મને લાગે છે કે પશ્ચિમમાંથી આવ્યા પછી અમલનું માથું બગડી ગયું લાગે છે." કહીને મિ. સરકારે બીજો એક પેગ ગટગટાવ્યો.

ખાનસામાએ આવીને કહ્યું: "ગાડી તૈયાર છે."

કાંડા ઘડી સામે જોઈને મિ. સરકારે કહ્યું: "ઓહ, સાડા સાત! આઠ વાગે તો સ્પેન્સ હોટલમાં મિસ મેકાર્ટીની સાથે મુલાકાત રાખી છે."

બંને મિત્રો બહાર આવ્યા. મિ. સરકારે ગાડીમાં બેઠક લેતાં કહ્યું: "ઠીક ત્યારે તું પોતે આવ્યો છે એટલે મારા નામે દસ રૂપિયા ભરી દેજે. પણ એક વાત કહી દઉં. મારા દસ રૂપિયામાંથી એક કોડી પણ નકામા ચરખામાં ન ખરચાવી જોઈએ!"

દાકતરે હસીને કહ્યું: "ભલે, તારા પૈસાનો ઉપયોગ શાળાનો નકશો દોરવામાં કરશું."

ચીરૂટનો ધુમાડો કાઢતાં મિ. સરકારે એક બીજો પ્રશ્ન કર્યો: "એ શાળાના શિક્ષકો કોણ છે? બાળકોના શિક્ષણનો ભાર..."

દાકતરે ગાડીના દરવાજા પર હાથ ટેકવીને કહ્યું: "એ તો ખૂબ સરસ વ્યવસ્થા થઈ ગઈ છે. સૌરિને એ બધો ભાર લઈ લીધો છે."

"સૌરિન કોણ?"

"આપણો સૌરિન્દ્ર! શું તને એ પણ યાદ નથી આવતો? એના જેવો ચપળ છોકરો આપણી વચ્ચે બીજો કોણ હતો? હમણાં જ સિવિલ સર્વિસ પાસ કરીને આવ્યો છે."

"કોણ, સૌરિન! તેં કંઈ ગાંજો બાંજો તો નથી તાણ્યો ને? એ શું એક ગંદા ગામડામાં નાલાયક ખેડૂતો

વચ્ચે માસ્તરું કરવા જશે ?– ચલાવ, સ્પેન્સ હોટલમાં. ”

મોટર ધમધમાટ કરતી ચાલી ગઈ.

ચંદ્રના પ્રકાશમાં શહેરના રસ્તાઓ રૂપાળા લાગતા હતા. હવા ઠંડી વહી રહી હતી. દાકતરને એ હવા અને પ્રકાશ ખૂબ ગમી ગયાં. તેમણે એકવાર છૂટાછવાયા તારાઓવાળા દેખાતા આકાશ સામે નજર કરીને કોચમેનને કહ્યું: “ આમજાદ, તું ગાડી લઈને ઘેર જા. ઘરમાંથી સહુ અમલ-બાબુને ઘેર જવા ઇચ્છતા હોય તો બધાને ત્યાં લઈ જજે, નહિ તો ગાડી છોડી નાખજે. હું ચાલીને આવીશ. ”

નક્ષત્રો દેખાતું નીલ નિર્મળ આકાશ, ક્યાંય એકાદ વાદળું પણ નહોતું. હવા ઠંડી હોવા છતાં – જોરદાર નહોતી. જાણે એ હવામાં પોષ માસનો ઠંડો ડંખ નહોતો. દાકતરના મનમાં આજે પોતાના બાલ્યકાળના ગ્રામ સંસ્મરણો જાગૃત થવા માંડ્યા: એ જ ગામડાની આબોહવામાં તેનો જન્મ, એજ ગ્રામમાતાના સ્નિગ્ધ શીતળ ખોળામાં તે માણસ બન્યો હતો. એ માતાનું ઋણ જો અણુ પરમાણુ જેટલું પણ મીટાવી શકાય તો ! હાય મા, મલેરીયાથી તું જીર્ણશીર્ણ બની ગઈ છે, તારા સ્વર્ણ – રંગ પર કાળાશ છવાણી છે, તારા ખેતરોમાં પહેલાંના જેટલું જ ધાન પાકે છે, તોય તારા ખેડૂતો–બાળકોની કેવી કરુણ દશા છે ! રોગ, શોક, અભાવ, અજ્ઞાન, તાપ અને ભૂખના ભડકે જલીને, સડેલાને ગંદા જળમાં ભીંજાઈ ભીંજાઈને પશુ માફક જીંદગી વિતાવી રહેલા એ સંતાનો આજે હાડપિંજર સમાં થઈ ગયાં છે ! તેમના જીવન પર દિવસો જાય છે ને આવે છે: શિક્ષણ નથી, સંસ્કાર નથી, ઉન્નતિ નથી, નવીનતા પણ નથી. તારા

કંગાલ બાળકો એકધારા રોગશોક ભર્યાં જીવનમાં સડી રહ્યા છે! કોણ એના સામે દૃષ્ટિ કરે છે? કોણ એની વ્યથામાં વેદનાનો અનુભવ કરે છે? કોણ એ લોકોને પોતાના કહીને હૈયા સરસા ઝીલે છે? હાય મા, અમે તારા અકૃતજ્ઞ સંતાન છીએ. તારા સ્નેહનું પ્રતિદાન અમે શું આપી શક્યા છીએ? દાકતર થયો છું. અઢળક પૈસા મેળવું છું. શહેરમાં ભવ્ય બંગલો બંધાવ્યો છે. ગાડી – મોટર વગેરેમાં મહાલું છું. મોટા મોટા માણસો વચ્ચે અને રાજ દરબારમાં સન્માન પામું છું...! શું મારા જીવનની આટલી જ મર્યાદા?

વિચારતાં વિચારતાં દાકતરના બંને નયનો ભીનાં થયાં. જો નિશાળ ઊભી કરી શકું, સૌરિન્દ્ર એની વ્યવસ્થા સંભાળી રાખે, ચરખાનું મધુર ગીત મૂર્ત બને...ભગવાન, આ સ્વપ્ન શું સફળ નહિ થાય?

એકાએક કંઈક ધાંધલથી દાકતરનું સ્વપ્ન ભાંગી ગયું. વાસ્તવ જગત પોતાનો નગ્નદેહ લઈને દાકતરના નયનો સામે ખડું થયું. એક મકાન પાસે કેટલાક ભિખારીઓ ભિક્ષા માટે કાગારોળ કરી રહ્યા હતા. દાકતરે ત્યાં જઈને એ કંગાલ ભિખારીઓને ધારી ધારીને જોયા. ભિક્ષા માગનારાઓએ દાકતર પાસે પૈસાની પ્રાર્થના કરી. દાકતરે દરેકને એક એક પૈસો આપ્યો. એકાએક દાકતરની નજર દૂર ઉભેલી એક રૂપવતી ભિખારણ પર ગઈ. દાકતર તેને જોઈને ચમકી ઊઠયા. પહેલાં આ બાઈને કયાંક જોઈ હોય એમ દાકતરના મનને થયું. એ કંઈ નિર્ણય કરે એ પહેલાં જ રૂપવતી ભિખારણ ટોળાં વચ્ચેથી અદૃશ્ય થઈ ગઈ. બીજા ભિખારીઓ પણ ચાલ્યા ગયા. દાકતરે સમય જોવા માટે ખીસામાં હાથ નાખ્યો, તો તેમના ખીસામાં ઘડિયાલ અને

અંકોડા હતાં નહિ. શું આ ભિખારીઓ ચોર હશે? પેલી રૂપવતી ભિખારણ તો આ ચોરી પાછળ નહિ હોય ને?

દાક્તરે તરત નજીકના પોલીસ થાણામાં બધી હકિકત રજૂ કરી. ઘણીવાર સુધી પોલીસ સાથે આવીને તેણે તપાસ કરી, પણ ભિખારીઓના દર્શન થયાં નહિ. છેવટે આખો બનાવ પોલીસના હાથમાં મૂકીને દાક્તર ઘર તરફ પાછા ફર્યાં.

# ૩

"એ વિચાર પહેલાં કરવો જોઈતો હતો—અત્યારે કશું કહેવું નકામું છે. પરેશનાથ જોવા જવું જ પડશે." પહેલાં સુધાની ઇચ્છા—પરેશનાથનું મંદિર જોવાની નહોતી. પરંતુ દીર્ઘ સમયના પ્રવાસ દરમિયાન બહેનપણીઓની તાણ–ખેંચના કારણે તે કશું બોલી શકી નહિ. સહુની સાથે પરેશનાથ જોવા માટે તે ગઈ. અમલકુમાર તે દિવસે સાથે જઈ શક્યા નહિ. તેમને એ દિવસે જરૂરી કામ હતું, એટલે તેમણે બહેનના પ્રવાસની જવાબદારી મિ. સરકાર અને જ્ઞાતિબંધુ સુધીર પર મૂકી દીધી.

મિ. સરકારને આ જવાબદારી ખૂબ ગમી. કેમ ન ગમે? બાલ્યકાળથી જ સુધા એની વાગ્દત્તા બની હતી. એ દ્રષ્ટિએ સુધા ઉપર મિ. સરકારનો હક્ક કંઈક વધુ હતો—આ સંબંધ સુધાના પિતાએ નક્કી કર્યો હતો—ત્યારે સુધા બેથુન કૉલેજમાં ભણતી.

જ્યારે સુધાની ગાડી સાર્કુલાર રોડ પર થઈને પરેશ-

નાથના બાગવાળી ગલીમાં વળી, ત્યારે એક સ્થળે લોકોનો ખૂબ જમાવ થયેલો હોવાથી ચાલકે ગાડી રોકી. બેરિસ્ટર મિ. સરકારે વિરક્તિભર્યા સ્વરે પૂછ્યું: "આ શું છે?"

મોટર ચાલકે કહ્યું: "સ્વદેશીવાળાઓ છે."

મિ. સરકારે નાકનું ટીચકું ચડાવી જરા વિકૃત વદન કરી, સુવાસિત રૂમાલને નાક આડે ધરી દઈ હળવા સ્વરે કહ્યું: "નકામું પોકળ!"

સુધાએ ગાડીમાંથી મોઢું બહાર કાઢીને જોયું. બાળકોનું એક વિશાળ સરઘસ રાષ્ટ્રિય પ્રતિકા સાથે રાષ્ટ્રિય ગીતો લલકારતું લલકારતું ભિક્ષા માટે ઝોળી ફેરવતું મંદ ગતિએ આવી રહ્યું હતું. એ સરઘસના મોખરે એક જુવાન હતો, જેને જોઈને સુધા ચમકી. તે અન્ય કોઈ નહોતું, સૌરિન્દ્ર હતો. તેનો પડછંદ અને બલિષ્ઠ દેહ અન્ય સર્વના શરીર કરતાં ખૂબ આકર્ષક લાગતો હતો. જોનારની દ્રષ્ટિ ત્યાં જ સ્થિર થઈ જતી હતી.

સુધીરે વિસ્મયપૂર્વક કહ્યું: "જોયું, નગેનભાઈ! સહુના મોખરે કોણ છે? એને ન ઓળખી શક્યા? એ સૌરિન છે!"

રૂમાલને મોઢાપર દબાવી રાખતાં જ મિ. સરકારે કહ્યું: "કોણ પેલો ઉઘાડપગો? ટૂંકી પોતડી વાળો...?"

"હા, હા, ખાદીની ચાદર ઓઢીને એક હાથમાં ઝોળી પકડી છે તે. સુધા, શું તું ન ઓળખી શકી? તે દિવસે તમને બધાને સ્ટેશનેથી ઘેર પહોંચાડ્યા હતા તે...!"

સુધાએ ગંભીર ભાવે કહ્યું: "હં." ઘૃણાથી તેના નયનો વક્ર બની ગયાં હતાં.

સરઘસ ગીત ગાતું ગાતું એક ગલીમાં ચાલ્યું ગયું. સુધાની ગાડી પણ જવાને માર્ગે ઉપડી. મિ. સરકારે આ વખતે નાક પાસેથી રૂમાલ દૂર કરીને કહ્યું: "ઓળખું શા માટે નહિ, એને તો સુધા-નિવાસમાં બધા ઓળખે છે. સુધા તો જરૂર ઓળખતી હશે. એ તો પેલા સબજજ વિશ્વેશ્વર ઘોષનો દીકરો છે ને?"

સુધીરે કહ્યું: "હા, બરાબર. ફર્સ્ટ થઈને વિલાયત ગયો હતો, ગયે વરસે જ. તે આઈ. સી. એસ. થઈને દેશમાં આવ્યો છે."

"એ વળી ગમે તેમ ગોટાળો કરી નાંખ્યો લાગે છે, એકાદ જાનવરની માફક! તેમાં શું હોય?"

સુધીર ખડખડાટ હસીને બોલ્યો: "ઘણી મજાની વાત છે. વિલાયતમાં ત્રણ ચાર વર્ષ સુધી રહીને અહીં એકાએક દેશભક્ત બની ગયો છે!"

"એનો અર્થ?"

"નોકરી ન સ્વીકારી. રખડુની માફક ચારે કોર ભટકીને હો હા કરી રહેલ છે."

સુધાએ વચ્ચે જ કહ્યું: "સુધીરભાઈ! બાગ આવી ગયો. પણ બાગમાં આટલી ધાંધલ શી છે?"

સુધીર અને મિ. સરકાર એક સાથે બોલી ઊઠ્યા:—
"ક્યાં?"

ગાડી ફાટક પાસે ઊભી રહી કે તરત બધાં નીચે ઉતરીને બાગમાં દાખલ થયા. તેઓની પાછળ બીજી પણ ત્રણચાર ગાડીઓ આવીને ઊભી રહી અને કેટલાંક સ્ત્રી-પુરુષો બાગમાં

દાખલ થયાં. સ્ત્રી વર્ગમાં ઘણી બહેનો સાથે સુધાને પરિચય હતો – બહેનપણીઓ હતી.

બાગની વચ્ચે ખરેખર કંઈક ધમાલ મચી રહી હતી. સુધા એ દિશાએ ન જતાં અન્ય દિશાએ ગઈ. પણ થોડી-વારના પરિભ્રમણ પછી ધાંધલ કંઈક વધી પડી. સુધા અને તેની સાથેની મહિલાઓના કુતૂહલમાં વધારો થયો. મિ. સરકાર સહુને એ તરફ લઈ ગયા. તે સ્થળે કેટલાક મવા-લીઓ વચ્ચે એક મવાલી શરાબના નશામાં જેમ તેમ બકવાદ કરી રહ્યો હતો. તેની સ્ત્રી તેને રોકવાને પ્રયત્ન કરતી હતી. બાગનો ચોકિયાત આ લોકોને તોફાન નહિ કરવાની ધમકી આપતો હતો અને તેમાંથી ધાંધલ મચ્યું હતું.

મિ. સરકાર સહુની સાથે આવી પહોંચ્યા. બંને પક્ષે તેમની સામે ફરિયાદ રજૂ કરી. મિ. સરકારે દ્વારપાલના પક્ષનું સમર્થન કર્યું, અને મવાલીઓને ઉતરેલા માણસો સમજીને 'નાલાયક–નશાબાજો' કહીને નવાજ્યા. આમ કહેવાથી સામી વિપત્તિ આવી પડી. 'નાલાયક લોકો' દ્વારપાલને પડતો મૂકીને મિ. સરકાર પર તોફાનમાં ઉતરી પડ્યા. એક ગુંડાએ પોતાના વિશાળ બાહુને ઉછાળીને દારૂની બદબો મારતા વદને કહ્યું : " કેમ મહાશય, અમે નાલાયકો અને તમે બધા લાયક માણસો છો કાં ? અમે નશાબાજ અને તમે ? "

મિ. સરકારે હાથમાંની સોટી ફેરવતાં ક્રોધ ભર્યાં સ્વરે કહ્યું : " એમ છે ! હરામખોરો, સાથે મહિલાઓ છે એ શું નથી જોઈ શકતા ? "

મવાલીએ હસીને કહ્યું : " વાહરે, ભારે તમારી મહિલાઓ !

અમારી સાથે પણ મહિલાઓ છે." કહીને પોતાની સાથેની સ્ત્રીઓ સામે જોઈને ખડખડાટ હાસ્ય વેર્યું. સાથે સાથે બધા મવાલીઓ હસી પડ્યા.

મામલો હાથથી જશે એમ જણાતાં, સુધીર સાથેની સ્ત્રીઓને લઈને અન્યત્ર જવા તૈયાર થયો, પણ નશાબાજોનો નશો ત્યારે ખૂબ ચડી ચૂક્યો હતો. એ લોકો એમ સહજમાં છોડે તેમ નહોતા. બીજો એક મવાલી બોલ્યો : "જો જો આ બધી સિકલો ? હવામાં ઉડે એવાં ઓઢણાં પહેરીને, પગમાં જોડા ઠાંસીને અને કાંડે કટકટિયાં બાંધીને આ બધી બાઈડીઓ પધારી છે..."

આવા શબ્દોચ્ચાર સાંભળીને મિ. સરકાર પર જાણે અપમાનનો ચાબખો વિંઝાયો. તેમણે ક્રોધિત થઈ ચડાક કરતાં હાથમાંની સોટી એ મવાલીને લગાવી દઈ, ગર્જના કરતાં કહ્યું : "પાજી ! હરામખોર !"

મવાલીઓએ પણ મર્યાદા મૂકી દીધી. એ લોકોએ કલબલાટ કર્યો : "મારો સાલા હરામજાદાને !" મવાલીઓનું ટોળું ક્રોધાયમાન થઈને મિ. સરકારના હાડકાં ખોખરાં કરવા તૈયાર થઈ ગયું. મોટર ડ્રાઈવરો અને બીજા માણસો પણ ભેગાં થઈ ગયાં. કોઈ ભયંકર રમખાણના જાણે શ્રીગણેશ મંડાયા. બરાબર આ સમયે એક ન ધારી શકાય તેવી ઘટના બની ગઈ.

એક બળવાન નશાબાજે મિ. સરકારના હાથમાંથી સોટી ખેંચી લઈને મજબૂત હાથે મિ. સરકારની ગરદન પકડીને દબાવી. સુધા અને અન્ય સ્ત્રીઓએ ચિત્કાર કરી મૂક્યો. આસપાસના માણસો ભેગા થવા માંડ્યાં. આ તમાસો જોતાં

લોકો ઊભા હતા, ત્યાં એકાએક લોકોની ભીડને ધક્કેલીને એક નવજવાન આવી પહોંચ્યો અને તેણે આ નશાબાજોને એક જ ઝપટથી દૂર ધક્કેલી દીધા અને મિ. સરકારની ગરદન મવાલીના હાથમાંથી છોડાવી. ત્યાં ધમાલ કરતા એક મવાલીના હાથમાંથી ઝડપ મારી લાઠી ખૂંચવી લીધી અને એ નવજવાને શેહ પડે તેવી નજરે જોતાં પૂછ્યું : "શું થયું છે?" આ જુવાન હતો સૌરિન્દ્ર. તેનું દળ પાછળ આવી રહ્યું હતું.

સુધીરે આગળ આવીને કહ્યું : "આ નશાબાજો..."

એક નશાબાજે તેની વાત પૂરી ન કરવા દેતાં વચ્ચે જ કહ્યું : "કોણ નશાબાજ છે? પૂછી જોને તારા આ સાહેબને, એના ઘેર રોજ શરાબ જાય છે કે નહિ? સામેથી અમને નશાબાજો! નાલાયકો કહે છે! અમે નાલાયકો કેમ?"

સૌરિન્દ્રે ગંભિર સ્વરે બોલનાર સામે જોઈને કહ્યું : "ચુપકર." ત્યાર પછી તેણે સુધીર સામે જોઈને કહ્યું : "આપ આપની મંડળીને લઈને ઘર તરફ જાઓ. બાગ જોવા આવવો હોય તો ફરી કોઈવાર આવજો."

સુધીરે તેનો હાથ પકડતાં ત્વરાથી કહ્યું : "તમે પણ આવો છો ને?"

"ના, મારે આ લોકો સાથે થોડું કામ છે. આપ બધા જાઓ."

સૌરિન આટલું કહીને મવાલીઓને લઈને અન્ય માર્ગે ચાલતો થયો. મિ. સરકાર ઘડીભર અવાક્ બનીને સૌરિન્દ્રને જતો જોઈ રહ્યા. ત્યારપછી ઘૃણા પૂર્ણ ભાવથી નાકને સંકુચિત કરતા બોલ્યા : "જોયુંને! આટલું એજ્યુકેશન લીધું હોવા છતાં કેટલો અધમ! રામ...રામ...રામ...!"

સુધાએ મિ. સરકારની વાતમાં સૂર પૂરાવતાં હસીને કહ્યું : "એને સાથીદારો પણ સારા મળ્યા દેખાય છે! વિશ્વેશ્વર બાબુની પત્નીએ શું પાપ કર્યાં હશે... !"

સુધીરે ક્રોધથી કહ્યું : "આમ બોલવું એ તમારો અન્યાય છે – સૌરિન આજે ઉઘાડે પગે અને અર્ધવસ્ત્રે દેશકલ્યાણ માટે ફરી રહ્યો છે, એટલે શું એ નકામો થઈ ગયો છે?"

મિ. સરકાર હાથનો લહેકો કરતાં કરતાં ફાટક તરફ ચાલતાં થતાં બોલ્યાં : "એના સાથીદારો જોઈને જ એનો પરિચય મળી રહે છે. સુધા! ચાલ."

ગાડીમાં બેસતાં બેસતાં સુધીરે કહ્યું : "વાહ, તમારી આ પરિક્ષા કેવી? પણ એ બધા નશાબાજો એના સાથીદાર થયા કેવી રીતે? આમ આક્ષેપ કરવાથી જ..."

વચ્ચે જ સુધા બોલી : "આપણાં કરતાં તેને એ નશાબાજોનો સાથ સારો લાગ્યો ને?"

સુધીરે કહ્યું : "તમે પણ અજબ છો! સૌરિન આપણી સાથે અત્યારે ક્યાં આવ્યો છે કે પાછો આપણી સાથે આવે, અને......"

મિ. સરકાર વચ્ચે જ બોલી ઊઠ્યા : "જવાદે ને આ બધી મગજમારી! એના સહકારની આપણને કશી જરૂર નથી. એ બધા નશાબાજો નશાની ધૂનમાં જેમ બોલાય તેમ કેટલું બકી ગયા, એ તને યાદ છે ને સુધા?"

સુધા ગંભિર ભાવે બેસી રહી. તેણે મિ. સરકારના પ્રશ્ન તરફ ધ્યાન ન આપ્યું. માત્ર ગાડીમાંથી ઉતરતી વખતે સુધીર સામે જોઈને તે બોલી : "સુધીરભાઈ! મોટાભાઈ ક્યારે પાછા ફરવાના છે એ તમે જાણો છો?"

સુધીરે સામે પ્રશ્ન કર્યો : "કેમ, તમે નથી જાણતાં?"

સુધાએ ઉલટું જ કહ્યું : "આ વખતે મુસાફરીએથી આવ્યા પછી મિત્રોને બોલાવીને કોઈ વખત જમાડ્યા નથી. મોટાભાઈ ઘેર આવે કે તરત એ પ્રબંધ કરવાનો છે. તમે તે દિવસે સૌરિન્દ્રબાબુને નિમંત્રણ આપવું ભૂલી જતા નહિ."

સુધા આટલું કહીને ઉત્તરની પ્રતીક્ષા રાખ્યા વગર સડ-સડાટ સુધા–વિલામાં ચાલી ગઈ.

મિ. સરકાર બાઘા જેવી નજરે સુધાને બંગલામાં જતી જોઈ રહ્યા.

# ૪

**અનંતપુરમાં** મોટો મેળો હતો. આસપાસનાં દસ પંદર ગાઉ ફરતાં જેટલાં ગામડાં હતાં, તે ગામડામાંથી લગભગ બધાં લોકો આ મેળામાં ભાગ લેવા આવ્યાં હતાં. આ મેળામાં આખો દિવસ ધમાલ મચી રહી હતી. સંધ્યાની છાયા ગાઢ થતાં ઘણા લોકો ઘરભણી પાછા ફરવા માંડ્યા, અને મેળાની બજારમાં કંઈક નરમાશ આવી.

મેળાની દુકાન–હાટડીઓમાં સંધ્યાના દીવડાઓ પ્રગટ્યા. બરાબર આ સમયે ઇચ્છામતીના કિનારા પાસેના એક વિશાળ વડ નીચે એક વૃદ્ધ સ્ત્રીને અસહાય સ્થિતિમાં પડેલી જોઈને કેટલાક લોકો એકઠા થઈ કાગારોળ મચાવી રહ્યા હતા. એક યુવક વિનતિ ભર્યા સ્વરે કહી રહ્યો હતો : " કૃપા કરીને આપ સહુ ગિરદી ઓછી કરો તો સારું. " પણ લોકભીડની મજા જ એવી છે કે જેમ જેમ ના પાડવામાં આવે તેમ તેમ લોકો વધારે ભીડ કરતા જાય.

છેવટે હતાશ થઈને યુવકે કહ્યું : " સારું, આપનામાંથી

કોઈ રાયચૌધરીબાબુના ચિકિત્સાલયમાં જઈને દાક્તરને સમાચાર આપી શકશો? આ અસહાય વૃદ્ધાને કોલેરા થયો છે."

'હેં કોલેરા? ઓહ, સર્વનાશ!' યુવકના ઉપરના શબ્દો સાંભળીને ગિરદી આપોઆપ ઓછી થવા લાગી. ચંદ્રના પ્રકાશ સિવાય આ જગ્યાએ અન્ય કોઈ પ્રકાશ હતો નહિ. એ પ્રકાશના આધારે યુવકે, મૃત્યુબાણથી ઘવાયેલી વૃદ્ધાના શરીરને પોતાના બાહુમાં ઉપાડી લીધું. વૃદ્ધાના કરુણ નયનોમાં મૃત્યુની છબી નાચી રહી હતી! એ નયનોમાં કોઈ સ્વર્ગીય ભાવ પળ માટે જાગૃત થયો...એ દૃષ્ટિદ્વારા કોઈ એક અજાણ્યા પ્રદેશના અજાણ ખૂણામાંથી આશીર્વાદની મૂંગી લાગણીઓ આ યુવકના ઉપર વરસી રહી. એના હાથ-પગ અકડાઈ જતા હતા, અંગ પ્રત્યંગમાં ઠંડક આવી રહી હતી, પણ છતાંય નાડી ચાલતી હતી. ચૈતન્ય પણ પૂર્ણભાવે વિદ્યમાન હતું.

બરાબર એ સમયે એક ડોળી લઈને કેટલાક માણસો આ સ્થળે આવી પહોંચ્યા. એક માણસે ઉતાવળે પગલે આવી, ફાનસના પ્રકાશ વડે ઘટના સ્થળ તરફ નજર કરીને કહ્યું: "અહીંયા જ છે ને! હજી જીવે તો છે ને?"

એ દાક્તર હતા. તેને આવીને નાડી જોઈ અને વૃદ્ધાના હાથ ઉપર એક ઇન્જેકશન માર્યું, અને થોડીવાર પછી તેને ડોળીમાં નાંખી ધીરે ધીરે ડોળીને ઉપડાવી દવાખાના તરફ લઈ ગયા. રાયચૌધરી બાબુનું ધર્માદા દવાખાનું આટલામાં ખૂબ વિખ્યાત હતું.

દાક્તરે યુવકને પ્રશ્ન કર્યો: "આ તમારાં શું થાય?"

યુવકે કહ્યું: "મા!"

"વૃદ્ધ માતાને લઈને મેળામાં શા માટે આવ્યા હતા?"

"હું લઈને નથી આવ્યો. આ સ્થળે આ જ હું પહેલી જ વાર આવ્યો છું. સ્ટેશનથી ગામ તરફ જઈ રહ્યો હતો. રસ્તામાં આ મેળો હતો અને ત્યાં આ વિપદ્!"

"પણ તમે કહ્યું ને કે તમારાં મા છે..."

"સર્વ મારી માતાઓ છે—આ મારા દેશના ખોળામાં જે મહિલાઓ જન્મી છે તે સર્વ મારી માતાઓ છે."

દાક્તરબાબુ વિસ્મયભર્યા નેત્રે જોઈ રહ્યા. મનમાં મનમાં બોલ્યા: 'પાગલ તો નહિ હોય ને?' આવા માણસને પાગલ કેમ કહેવાય?

ત્યારપછી બોલ્યા: "તમે ક્યાંથી આવો છો? આ ગામમાં તમારે શું કામ છે? ક્યાં જવાના છો?"

"કલકત્તાથી આવું છું. આ ગામમાં શિક્ષક તરીકે આવ્યો છું. જમીનદારને ઘેર જવાનો છું."

"ઓહ્... એમ જ કહોને ત્યારે, આપ નવા હેડમાસ્તર થઈને આવ્યા છો. ત્યારે...ત્યારે..." દાક્તર માથાના વાળપર હાથ ફેરવવા લાગ્યા.

યુવકે હસીને કહ્યું: "શું, અસભ્ય ઉઘાડા પગે અને અર્ધ વસ્ત્રે ઊભો છું, એટલે આપ મને માસ્તર નથી માની શકતા? વ્યાસ વશિષ્ઠે કેટલા જામા-જોડા પહેર્યાં હતાં?"

"આપ શું ફરી અત્યારે વ્યાસ વશિષ્ઠનો યુગ લાવવા ઇચ્છા રાખો છો?"

"એમાં નુકશાન શું? તેઓ ઉઘાડા શરીરે ને ઉઘાડા પગે રહેતા એટલે આપણા કરતાં ઓછા સુખી અને ઓછા વિદ્વાન હતા? એવું પ્રમાણ હજી સુધી કોઈ મળી શક્યું નથી."

આટલા સમયમાં સહુ ચિકિત્સાલયમાં આવી પહોંચ્યા. રોગિણીને શય્યાપર સૂવડાવી દીધી. ફરી એક ઈન્જેકશન અને કંઈક ઔષધ પાયું. દાક્તરે એક નોકરને કહ્યું: "જા, માસ્તર સાહેબને બાબુજીના ઘેર પહોંચાડી આવ. એક ફાનસ લેતો જજે."

માસ્તર ત્યારે રોગિણીની શય્યા પાસે બેસીને હાથે પગે શેક આપી રહ્યા હતા. તેમણે અતિ ધીરે સ્વરે કહ્યું: "જવા દો, આજની રાત અહીં જ રહીશ."

દાક્તર અવાક્ બનીને માસ્તર સામે જોઈ રહ્યા. અંતે બોલ્યા: "આપે ભોજન કર્યું છે? આપનુ નામ હું જાણી શકું?"

"જરૂર જરૂર. બહુ મોટું જડબાતોડ નામ નથી. તેમ નાનું પણ નથી – સૌરિન."

"ઓહ્: સાવ ભૂલમાં ગયું. આપ જ સૌરિન્દ્રબાબુ? આપની સાથે પરિચય થતાં..."

બહાર ચાખડીઓનો ઠક ઠક અવાજ થયો. સાથોસાથ પુરુષ સ્વર પણ આવ્યો: "કોની સાથે વાત કરો છો, દાક્તર બાબુ?"

કહેતાં કહેતાં એક પ્રૌઢાવસ્થાની સંધ્યાએ જઈ પહોંચેલા ગૃહસ્થે પ્રવેશ કર્યો. તેમના નેણ ભવ્ય હતાં. દીર્ઘશિખા પ્રભાવશાળી દેખાતી હતી. ગળામાં તુલસીની માળા હતી. તીક્ષ્ણ દૃષ્ટિવાળું મુખમંડળ લોકોની દૃષ્ટિને આકર્ષણ કરી શકે એવું ભવ્ય હતું. એ ગૃહસ્થે દ્વાર પાસે ચાખડીઓ ઉતારી ઓરડામાં

પ્રવેશ કર્યો; અને તેની બિલાડી જેવી ઝીણી નજર સૌરિન્દ્ર-મોહન ઉપર પડી; સૌરિન પણ તેને એકવાર જોઈને તરત ચક્ષુ ફેરવી શક્યો નહિ. વિધિએ ક્યાંથી આ બે પ્રબળ શક્તિનો પ્રથમ યોગાયોગ કરી દીધો ... એ કોણ જાણી શકે !

દાક્તર બાબુએ કહ્યું : "આ આપણી નેશનલ સ્કુલના હેડમાસ્તર છે. માસ્તર સાહેબ ! આપ પણ આમને ઓળખી લેજો ... એ જ અહીંના સર્વસ્વ છેઃ જમીનદાર, માજીસ્ટ્રેટ, – પોલીસ – દારોગા – સર્વ કંઈ !"

"અરે, અરે, દાક્તર બાબુ ! આપ આ શું બોલો છો ? હું તો એક સામાન્ય વ્યક્તિ છું. જે કંઈ કરે છે એ તો ગોવિન્દ...!"

"ના, ના, આ પોતે જ જમીનદારના મેનેજર છે, ગામના શિરોમણિ છે, કુલીન અને ધર્માવતાર છે. આમની ઈચ્છા પ્રમાણે જ અહીંનો સમાજ ચાલે છે."

સૌરિન્દ્ર જરા હસીને બોલ્યો : "ઓહ્ ! નમસ્કાર."

મેનેજર સાહેબના મુખમંડલે એકાએક ગંભીર ભાવ ધારણ કર્યો. તેમણે ભ્રૂકુટી સંકોચ કરતાં કહ્યું : "બાબુ શું બ્રાહ્મણ છે ?"

સૌરિને વિનિત સ્વરે કહ્યું : "જી ના, કાયસ્થ."

"ઓહ્ !" આ શબ્દો એવા વિચિત્ર સ્વરથી બોલાયા કે ઓરડામાં રહેલા દરેક માણસોના હૃદય કંપી ઊઠ્યાં. તેઓ કંઈક વિશેષ કહેવા જતા હતા, ત્યાં વચ્ચે જ સૌરિન્દ્ર બોલ્યોઃ "દાક્તર, રોગિણી પાસે નકામી લોકભીડ થવા દેવી એ શું વ્યાજબી છે ?"

મેનેજર બાબુએ જાણે આ વાત સાંભળ્યા છતાં પણ સાંભળી નહિ, એવો ડોળ કરીને તેમણે સીધો સૌરિનને પ્રશ્ન કર્યો: "આપ આજે સાંજે જ સ્કુલે હાજર થવાના હતા... તે આ સ્થળે..."

દાક્તરબાબુએ એકદમ કહ્યું: "હં, એ લાંબી વાત છે. સ્ટેશનેથી શાળા તરફ જતા હતા, ત્યાં માર્ગમાં આ દરદીનો ભેટો થયો, તેથી..."

"તેથી જ બાબુ ચિકિત્સાલયમાં આવ્યા છે. સારું, સારું. બાબુ ખૂબ સજ્જન, પરોપકારી લાગે છે. અનાથ રોગીપર આટલી બધી દયા! વાહ, સારું! મધુસુદન તારો જ આશરો છે!"

મેનેજર બાબુ ઉત્તરની અપેક્ષા ન રાખતાં ચાંખડીઓના અવાજ સાથે બહાર ચાલ્યા ગયા. સૌરિનના મનને જરા ધક્કો લાગ્યો. પહેલી જ વારના કાર્યારંભમાં આ મેનેજર સાથે પરિચય! વળતી ક્ષણે કંઈક વિચારીને તે પોતાના મનથી–પોતાના મનમાં હસ્યો.

પણ એક માણસ ન હસી શક્યો, તે દાક્તર. તેણે મનમાં નક્કી કર્યું કે મેનેજરની કાળ દૃષ્ટિમાં નવા માસ્તર શત્રુરૂપે છપાઈ ચૂક્યા છે.

# ૫

આજે અમલકુમાર ખૂબ ચિંતામાં પડી ગયેલ છે. આજે સુધાએ મિત્રોને પ્રીતિભોજન આપ્યું છે. નિમંત્રિત લોકો આંગણે આવશે. બરાબર આ અવસરે એક કાગળ અમલના હાથમાં આવી પડયો છે. આ કાગળ જ ચિંતાનું કારણ છે.

માનસિક ચિંતા સાથે હાથમાં કાગળ લઈને અમલકુમાર પોતાના ખંડમાં બેઠો હતો, ત્યાં દાક્તર અજીત મિ. સરકારને લઈને આવ્યો. અજીતે હસતાં હસતાં કહ્યું: “આ તારા નગેનને ખેંચી લાવ્યો છું. તારે મને કંઈક ઈનામ દેવું પડશે.” આટલું કહીને દાક્તરે અમલના ગંભીર ચહેરા સામે નજર કરી. આશ્ચર્ય પામતાં તેણે પ્રશ્ન કર્યો: “આમ ગંભિર થઈને શા માટે બેઠો છે? શું કંઈ નવાજૂની થઈ છે? સુધા તો સારી છે ને?”.

અમલે કહ્યું: “સુધા તો મઝામાં છે...પણ...”

“શું કોઈ અશુભ સમાચાર આવ્યા છે?”

અમલકુમારે બંનેને બેસવાનું કહીને કહ્યું: "હા, એવું જ છે. આ કાગળ વાંચ એટલે તું બધું સમજી શકીશ."

મિ. સરકારે ચીરૂટના ધૂમાડા કાઢતાં કહ્યું: "ઓહ્, આવા શુભ દિવસે પણ અમંગળનો અંત નહિ? ડેમઈટ! તું જ વાંચી સંભળાવ ને!"

અમલે પત્ર વાંચવો શરૂ કર્યો:

"**ચી. અમલબાબુ,**

શુભાશીર્વાદ સાથે ઈશ્વર સમક્ષ તમારા મંગળની પ્રાર્થના કરું છું. તમને પુત્ર માફક માનીને તમારી સંપત્તિ સાચવવાનો ભાર મેં ઉપાડ્યો છે. સ્વર્ગસ્થ બાબુજી સાથેના સ્નેહસંબંધના કારણે જ આજ પર્યંત આ કાર્ય કરતો રહ્યો છું. હવે હું વૃદ્ધ થયો છું – આ અવસ્થામાં સંસારનાં કામ શોભે નહિ, છતાં પણ તમારા કલ્યાણ ખાતર હું આ ભાર ઉપાડી રહ્યો છું. પરંતુ હવે હું આ કામ ઉપાડી શકીશ નહિ. મારા છેલ્લા દિવસો ભગવાનના ચરણોમાં પસાર કરવાની મારી ઈચ્છા છે. આશા રાખું છું કે તમે આવીને તમારી સંપત્તિનો ભાર સંભાળી લ્યો. એજ.

હંમેશા તમારું કલ્યાણ ઈચ્છતો
**શ્રીદયારામ** દેવશર્માના
આશીર્વાદ."

" તા. ક.

તમે વર્તમાન સંસ્કૃતિથી રંગાયેલા છો, એ હું જાણું છું. આ જાણવા છતાં પણ તમારા સ્વર્ગસ્થ પિતાશ્રીના સંબંધના કારણે હું તમારો ત્યાગ કરી શક્યો નથી. પણ

દરેક વાતને એકાદ સીમા હોય છે. જાણીબુઝીને મ્લેચ્છ નોકર સાથે મારો બુઢાપો હું નહિ કાઢી શકું. જલદી આવીને હિસાબ કિતાબ સંભાળી જજો."

પત્ર પૂરો કરીને અમલે બંનેના સામે જોયું. થોડીવાર પછી કહ્યું: "આમાં તો હું કશું સમજી શકતો નથી. એકા એક દયાકાકા આટલા બધા શા માટે ચઢી ગયા છે, એ કશું સમજાતું નથી."

મિ૦ સરકારે અવજ્ઞાભર્યા હાસ્ય સહ કહ્યું: "એ તો છે જ એવો, ડેમઇટ! એના માટે આટલી બધી ચિંતા? હા: હા: હા: બીજો એક મેનેજર રાખી લે ને. બીર-રોટલી નાખતાં શું કાગડા નહિ આવે?"

અજીત બાબુએ કહ્યું: "તને કશી ગમ નથી. દયાકાકા રીંસાઈ જાય તો જમીનદારી ચલાવવી કઠણ થઈ પડે!"

મિ૦ સરકારે કહ્યું: "તારી વાત પણ અજબ છે! કોઈના જવાથી શું કામ અટકી પડે છે? આ બધી માથાફોડ જવા દે હવે. પ્રીતિભોજનના કાર્યક્રમની શરૂઆત કરવી જોઈએ. સુધા ક્યાં છે?"

ઓરડાના દ્વાર પાસે સુધાને જોતાં જ દાક્તર બાબુએ હર્ષ પૂર્વક કહ્યું: "લ્યો આ યાદ કરતાં જ આવી ગઈ. સાક્ષાત્ અન્નપૂર્ણા આવી છે...જે ચાહીશ તે મળશે."

સુધાએ દાક્તર સામે જોઈને કહ્યું: "કેમ, વહુરાણીને લાવ્યા નથી કે? વાહ, એ નહિ આવે તો બધું કરશે કોણ? સારું, હું ધારું છું કે એ જમવા વખતે જ આવશે? ત્યારે હું નહિ બેસી શકું."

દાકતરે હસીને કહ્યું: "તું પણ પાગલ છે. મને સાંભળ્યા વગર નિર્ણય પણ કરી લીધો. એ બધાં હમણાં જ આવશે. એને કંઈ અમારી માફક થોડું છે કે આ ચાલ્યા! ઘરમાં કંઈક વ્યવસ્થા તો કરવી જોઈએ ને! હં, પણ તારો ભાઈ એક કાગળ આવ્યો છે તે ખૂબ ચિંતામાં પડી ગયો છે!"

"કાગળ! કોનો કાગળ છે ભાઈ?"

અમલે બહેનના હાથમાં કાગળ મૂકતાં ગંભીર સ્વરે કહ્યું: 'વાંચી જોને."

સુધા પત્ર વાંચવા માંડી. મિ૦ સરકાર વિરકત થતાં બોલ્યા: "અમલ, તું પણ દિવસે દિવસે બાળક બનતો જાય છે. આ બધાં ધંધાદારી કાર્યોમાં આને જકડવાની શી જરૂર?"

અમલે ગંભીર ભાવે કહ્યું: "હું દરેક બાબતમાં સુધા સાથે વિચાર કરીને જ કામ કરું છું. સુધા મારા માટે સર્વસ્વ છે. ભાઈ, બહેન, સલાહકાર ગમે તે કહે."

સુધાના નયનો પ્રજળી રહ્યાં હતાં. તેણે કાગળ પરથી આંખ ઉંચી ન કરતાં જ કહ્યું: "આને એટલે કોને? આપ શું નારી જાતિને આટલી નબળી માનો છો?"

મિ૦ સરકારે જરા અકળામણ અનુભવતાં કહ્યું: "ના, ના, મારા કહેવાનો એવો કોઈ આશય નથી. પરંતુ કોમળ બાલિકા આવા જટીલ સાંસારિક વિષયમાં સાથ આપે તો એના આનંદની દિશા એકદમ કઠોર બની જાય, આમ ધારીને જ મેં કહેલું."

સુધાએ આ વાતનો કશો ઉત્તર ન આપતાં ભાઈ સામે જોઈને કહ્યું: "ભાઈ! દયાકાકા આમ શા માટે લખે છે?"

અમલે કહ્યું : " અમે બધા એજ વિચારી રહ્યા છીએ. મ્લેચ્છ નોકર કોણ છે એ જ સમજી શકાતું નથી."

સુધાએ કહ્યું : " એ હું સમજી છું. જ્યારે તમે નવા માસ્તરને રોકી લીધેલ, ત્યારે જ હું મારા મનમાં સમજી ગઈ હતી કે, કંઈક નવા જૂની થશે. એના જેવા ચોખલિયા અને ગાંધીવાદી સાથે કોઈને બનશે નહિ. પણ ત્યારે તો તમે બધાએ એક અવાજે પડકાર કર્યો હતો કે એવું કદી બને જ નહિ. તેથી મેં કશો વિરોધ નહોતો કર્યો."

દાક્તરે વિસ્મય પૂર્વક કહ્યું : " આ તું શું વિચાર કહે છે ? દયાકાકા સૌરિનને શું મ્લેચ્છ માને છે ? હા : હા : હા : !"

સુધાએ ગંભિર ભાવે કહ્યું : " તમે હસો નહિ. મ્લેચ્છ કંઈ ઝાડ પર નથી પાકતા: વ્યવહારથી થાય છે. મેં સુધીર ભાઈ સાથે નિમંત્રણ મોકલ્યું હતું એનો મને શું જવાબ મળ્યો હતો એ જાણો છો ?"

બધાએ આગ્રહપૂર્વક પ્રશ્ન કર્યો : " ના, શું ?"

" એમને કહેવરાવ્યું હતું કે, મને ક્ષમા કરો. દેશમાં જ્યારે દુષ્કાળ હોય ત્યારે આવા સમારંભો શોભે ખરા ?"

મિ૦ સરકારે આંખો સતેજ કરતાં કહ્યું : " આ શું કહો છો ? એક નારીના નિમંત્રણનો આવો જવાબ ? શું એણે સિવિલ સર્વિસ પાસ કરેલ છે ? એ તો કોઈ મોટો ગદ્ધો લાગે છે ! આટલા માટે જ મેં એ સ્કુલમાં એક પણ પૈસો આપવાની ના કહી હતી. અમલ જ એવો છે !"

દાક્તરે કહ્યું : " તું પણ વિચિત્ર છે નગેન ! એ તો સાવ જૂદી વાત છે. સૌરિન ખૂબ શરમાળ છે. ક્યાંય હળીમળી

શકતો નથી, એથી જ તેણે આવો ઉત્તર મોકલ્યો હશે."

આ સમયે કેટલાક નિમંત્રિત ગૃહસ્થોનું આગમન થતાં આ વાત એમને એમ ઢંકાઈ ગઈ. સઉ એ લોકોનું સ્વાગત કરવા ઊભા થયા.

મોડી રાતે બધા અતિથિઓને વિદાય આપ્યા પછી ભાઈની સાથે થોડીવાર વાતો કરીને સુધા સૂઈ રહેવા જતી હતી, ત્યાં અમલે કહ્યું: "ઉભી રહે, સુધા! સાંભળ, તને જરૂરી વાત કહેવાની છે."

સુધા એક ખુરશી પર બેઠી. અમલે કહ્યું: "આજ પણ નગેને એ વાત કાઢી હતી. હવે એ ખૂબ ઉતાવળ કરે છે. અરે, જઈશ નહી. સાંભળ આમાં શરમાવા જેવું કંઈ નથી. બાપુજીએ તને પણ મારી માફક યત્ન પૂર્વક શિક્ષણ આપ્યું છે. તું પણ હવે મોટી થઈ છે. કોઈ કોઈ વાર તો મને એમ જ લાગે છે કે મારા કરતાં પણ તું વધુ બુદ્ધિશાળી છે. ના, ના, હસીસ નહિ, હું સાચું કહું છું. નગેન કહે છે કે આ માસમાં જ શુભ કાર્ય થઈ જવું જોઈએ. તારો શું મત છે?"

સુધા નીચી નજરે મૌન રહી. અમલે ફરી કહ્યું: "જો, મારા મનની બધી વાત દીલ ખોલીને કહું છું. તું જ્યારે નાની હતી ત્યારે પિતાજીએ જાદવ સરકારને આ માટે વચન આપ્યું હતું. એમની સાથે પિતાજીને ગાઢ મૈત્રિ હતી. નગેન પણ માણસ બન્યો છે, તેના પિતાની સંપત્તિનો માલિક તો થયો છે, પણ એનો ધંધો જરાયે ઓછો ચાલતો નથી. બેચાર વર્ષમાં તો એ સારા બારિસ્ટરની ગણનામાં આવશે, એટલે આ વાતમાં કશું દુઃખ નથી. છતાં પણ તું મનમાં એમ ન ધારતી

કે તારી ઇચ્છા વિરુદ્ધ હું આ કાર્ય કરીશ. પિતાજી હોત તો તેઓ પણ ન કરત."

સુધા મૌન જ રહી. ચાવીનો ઝુડો હાથમાં લઈને રમાડવા લાગી. અમલે પુન: કહ્યું: "તું જરાયે સંકોચ ન રાખીશ. તું એમ જ માનજે કે તું તારાભાઈ સામે સંપૂર્ણ સ્વતંત્રતા સાથે ઊભી છે."

સુધાએ ધીમે સ્વરે કહ્યું: "હું આમાં શું કહું?"

"તારે જ કહેવું જોઈએ: તારા સિવાય કોણ કહે?"

"હું...ભાઈ! તમને જે યોગ્ય લાગે છે..."

"ના, ના, એમ નહિ. હું તારો પોતાનો મત ચાહું છું."

"તો પછી..."

"તો પછી શું?"

"એ જ કહું છું. આટલી બધી ઉતાવળની શી જરૂર છે?"

"ઉતાવળ! આજ એક વર્ષ થયાં નગેન બેરિષ્ટર થયો છે, અને નગેન હંમેશા આ માટે..."

વચ્ચે જ સુધાએ સંકોચસહ કહ્યુ: "તો પણ..."

"ઓહ્! ત્યારે ભલે, ઉતાવળ નથી! તું એને વધુ સમજવાનો સમય ચાહે છે. એમ જ હોય. હા, એક બીજી વાત કહેવાની છે, થોડાક દિવસ દેશમાં જઈને રહેવાનો વિચાર કરું છું. આવીશ?"

"દેશમાં? દેશમાં આ સમયે શા માટે?"

"દયાકાકાના પ્રશ્નને પતાવી દેવાનો વિચાર કરુ છું. તું આવીશ ને?"

"તમારી સાથે હું જરૂર આવીશ. ભાઈ એક વાત કહું?"

"શું, કહેને."

"દેશમાં જઈને ભાભીને તેડાવશો ને?"

એજ પળે અમલનો ચહેરો ગંભીર બની ગયો. ઈઝીચેર પર પડખું ફરીને તેણે આંખો મીંચી દીધી. સુધાએ સ્નેહપૂર્વક ભાઈ પાસે આવી ભાઈના મસ્તક પર હાથ ફેરવતાં કહ્યું: "કેમ ભાઈ, શું કદી કોઈનો અપરાધ ન હોઈ શકે? અને એ અપરાધની શું ક્ષમા પણ ન હોય?"

અમલે કરુણ સ્વરે કહ્યું: "સુધા! મને ક્ષમા કર. આ વાત કાઢીને નકામું શા માટે મારા મનમાં દુઃખ ઉભું કરે છે? જા સૂઈ રહે. રાત ઘણી ગઈ છે."

સુધા ભાઈના ચહેરાનો ભાવ જોઈને વધુ કંઈ કહેવાનું સાહસ ન કરી શકી, ને કરમાયેલા વદને પોતાના શયનગૃહ તરફ ચાલી ગઈ.

# ૬

**નિર્જનતા** ભરી ગામડાની ગંભીર રાત હતી. કંડીનો ચમકારો વાયુ સાથે મળી રહ્યો હતો. આખું ગામ નિરવ જણાતું હતું. એકાએક કોઈએ બારણું ખખડાવ્યું. સૌરિન્દ્રમોહનની ઉંઘ ભાંગી ગઈ. તેણે ચમકીને પ્રશ્ન કર્યો: "કોણ ?"

બહારથી દબાયેલો અને ભયભર્યો ઉત્તર આવ્યો: "બાબુજી ! હું છું. આપ બારણું ખોલો. જરૂરી વાત છે."

સૌરિનને આશ્ચર્ય થયું. પથારીમાંથી ઉઠીને તે દિવાસળીની પેટી શોધવા માંડ્યો. બહારથી વળી ફરીને પાછો અવાજ આવ્યો: "બાબુજી ! દીવો સળગાવશો નહિ. ગુપચુપ બે વાત કહેવાની છે. હું હારાણુ છું."

સૌરિને દ્વાર ખોલીને કહ્યું: "હારાણુ! આવડી મોડી રાતે શા માટે ?"

હારાણુ કુંભારે કહ્યું: "કહું છું. બાબુજી ! જલદી નાશી જાઓ. આ દેશ છોડીને ભાગી જાઓ. જે દેશમાં દયોકાકો ન હોય ત્યાં ચાલ્યા જાઓ."

સૌરિન્દ્રે વિસ્મય પામતાં કહ્યું: "કેમ, ભાગી જાઉં શા માટે? મેં તો કશો અપરાધ નથી કર્યો!"

"મોટો અપરાધ કર્યો છે. દયા મુખુજ્યેના કામ વચ્ચે તમે હાથ નાખ્યો છે."

"ઓહ, એ વાત છે? તે એટલા માટે ભાગવું શા માટે? તું અંદર આવ, ઠંડીથી ધ્રૂજી રહ્યો છે."

હારાણુ અંદર ગયો. સૌરિનના બંને હાથ પકડીને ગળગળા સ્વરે બોલ્યો: "તમને રામધરાઈ છે, તમે મૂર્ખાઈ ન કરો. તમારું સાહસ જોઈને જ એ બદમાશ પાગલ બની ગયો છે. તમે એના મોઢામાંથી કોળિયો ઝૂંટવી લીધો છે. જે દિવસથી તમે ટુનીને એના પંજામાંથી બચાવી છે, તે દિવસથી તમે એના દુશ્મન બન્યા છો. એના ઉપરવટ તમે પરાણુ નંદીને સમાજમાં દાખલ કરાવવા માગો છો, પછી તો હદ વળી જાય ને? ગમે તેમ કરીને નાસી જાઓ. તમે મારી ટુનીને બચાવી છે, એ વાત હું કદી ભૂલી શકીશ નહિ."

"હારાણુ! તું શું બોલે છે? હું નાશી જઉં? પછી જે લોકો અહીં રહે એનું શું થાય? હું જ્યારે અહીં આવ્યો છું ત્યારે છેવટ સુધી જોઈ લઈશ. તું ઘેર જા."

હારાણુ રડી પડ્યો. સૌરિને સ્નેહપૂર્વક એનો હાથ પકડીને કહ્યું: "હારાણુ! આ શું? તું તો મરદ છે. સારું, તું કહે છે એટલે હવેથી હું ખૂબ સાવધ રહીશ. આ બધા ગરીબ-દુ:ખી ભાઈઓનો ત્યાગ કરીને ભાગી જાઉં તો મને પાપ લાગે. પ્રાણુ શું મોટી વસ્તુ છે?"

હારાણુ ઘડીભર સૌરિનના ઉજ્વલ નયનો સામે જોઈ રહ્યો. પછી ગદ્ગદ્સ્વરે બોલ્યો: "બાબુજી! તમારા જેવા ભણેલા ને સુધરેલા લોકોમાં તમે આવા કેમ છો? મેં કોઈને આવા

જોયા નથી! આટલું કષ્ટ સહીને કોઈ ન રહી શકે: અમ ગરીબને કોઈ પોતાના માનતું નથી.”

સૌરિને હસીને કહ્યું: “શું તમે મને તમારો માનો છો? તો પછી શા માટે મને કાઢી મૂકો છો? શું તીનુ બાગદી મને લાઠી મારીને કાઢી મૂકશે?”

“એ તો હલકો માણસ છે...”

“હલકું કોઈ નથી, હારાણ! જેનું મન હલકું હોય તે જ હલકો છે. હલકા લોકો વ્યવહારથી બને છે. જાતિથી નહિ.”

“જવા દો, બાબુજી! એવી વાત જવા દો. કાલે ગામ છોડશો કે નહિ?”

સૌરિન ગંભીર ભાવે નિરવ રહ્યો. પછી બોલ્યો: “જો, જે દિવસે તિનુએ મારા સામે લાઠી ઉંચકી હતી, તે દિવસે જ મેં ગામ છોડવાનો વિચાર કર્યો હતો. મનમાં થયું હતું કે જે લોકોના ખાતર હું આટલો પ્રયત્ન કરી રહ્યો છું, તે લોકો જ મને શત્રુ માને તો શા માટે અહીં રહેવું? પણ હવે આ ગામ નહિ છોડું. એકવાર છેલ્લો પ્રયત્ન કરી લઈશ, પછી ભલે મરવું પડે. તું જા હારાણ, મારા માટે કશી ચિંતા કરીશ નહિ.”

હારાણ ઊઠ્યો. જતી વખતે બોલ્યો: “સારું, જે યોગ્ય લાગે તે કરો. પણ એટલું યાદ રાખજો કે જ્યારે તમારા પર વિપદ્ આવશે ત્યારે એક માણસ પોતાની છાતી આડી ધરવા પહેલો ઉભો રહેશે. એક વાત કહેતો જાઉં છું: રાતના ક્યાંય એકલા જશો નહિ.”

હારાણના ગયા પછી સૌરિનને નિદ્રા ન આવી. એના નયનો સામે ગામડાના લોકો પર ગુજરતી અનંત યાતના-

એના ચિત્રો ખડાં થવા માંડ્યા. ગામડાના ગરીબ લોકો જાણે કાળના શ્રાપથી અહલ્યા માફક પાષાણ સમા બની ગયા છે. ભગવાન રામના ચરણસ્પર્શની જરૂર છે. સમાજના ધુરંધરો આજે કંગાલોને ચગદી રહ્યા છે...એના રક્તમાં સત્તાઓ અને શહેનશાહતો ફાલીફુલી બની છે...બિચારા લોકો આજે પોતાના જીવનનો પણ વિચાર કરી શકતા નથી. ગળેથી દબાયેલા એ માનવી આજે બૂમ પણ પાડી શકે એમ નથી. ગરીબાઈ કરતાં જુલમો એને જાણે પચી ગયા છે. હતભાગી દેશના આ કંગાલ લોકો ક્યારે હસતા બનશે?

વિચારમાં ને વિચારમાં સૌરિન તન્મય બની ગયો.

સવારે આહારાદિ કરીને તે શાળા તરફ ગયો ત્યારે સામેના માર્ગ પરથી જમીનદારની પાલખી આવી રહી હતી. સૌરિને જાણ્યું જમીનદારની બહેન રસાલા સાથે આવી ગઈ છે. જમીનદારના ઘેર આજે મોટી ધામધૂમ છે. બાબુજી પણ આવેલ છે.

# ૭

"ત્યારપછી?"

"ત્યારપછી બીજું શું? આવી રીતે પ્રજાને ઉશ્કેરે છે. હલકા લોકોની સ્પર્ધાને વધારી મૂકે છે. પછી શું કોઈ તાબે રહી શકે? તમારી જમીનદારી નભી શકે? આ તો સાપને પાળ્યા જેવું થયું! મધુસુદન!"

અમલે ઘડીક નિરવ રહીને કહ્યું: "જુઓ, દયાકાકા, તમે જે વાત કરી એ પરથી તો હું એનો કંઈ વિશેષ અપરાધ નથી જોઈ શકતો. પ્રથમ તમે કહ્યું કે મેળામાં એણે નિતુ ગાંડીને અશુચી સ્થિતિમાં ઉપાડી લીધી હતી. એથી તો એણે ખૂબ મહત્વ દેખાડયું છે. આવી રીતે રસ્તાની ધૂળ પરથી અતિ નીચ અસ્પૃશ્યને કોણ પોતના હૈયા પર લઈ શકે? તેમાં ય કોલેરાના દરદીને?"

દયાકાકાનું વદન અમાવાસ્યાની અંધારી રાત જેવું શ્યામ બની ગયું. પરંતુ તેમણે મનનો ભાવ દબાવી રાખીને કહ્યું: "એ તો સાચું છે. તમે પણ એક ધર્માત્માના સંતાન છો.

ગરીબો પ્રત્યે તમારા હૈયે લાગણી ન હોય તો કોને હોય? પણ આ વાત જૂદી છે. એ રખડુ માસ્તરના હૈયામાં એવા ભાવ છે જ નહિ, એ તો એની એક ચાલ છે. આવી રીતે કામ કરીને લોકોમાં એને પ્રિય થવું છે. અને લોકોને ઉશ્કેરવા છે. અત્યારે તો નાના માણસો પણ લાલ આંખ કરીને વાતો કરતા શીખ્યા છે. મોઢા પર જેમ આવે તેમ કહી નાખે છે. એ બધું કોના પ્રતાપે ભાઈ? ગામમાં કોઈ બ્રાહ્મણ કાયસ્થને માનતું નથી...બધા ય જાણે ઉચ્ચ બની ગયા છે."

આ સમયે એકાએક સુધા આવીને હાજર થઈ. તે બોલી: "ભાઈ! તમારા માસ્તરનું પરાક્રમ સાંભળ્યું? એણે કુંભારપાડાને એક કરી નાખ્યો છે. ત્યાં જ ખાયપીએ છે-હળેમળે છે. નીચની સાથે નીચ બની ગયેલ છે. હું એ ઉઘાડપગા માસ્તરને બરાબર ઓળખી ગઈ છું."

દયાકાકાના ચહેરા પર પ્રસન્નતા છવાણી. તેઓ આગ્રહ-પૂર્વક બોલી ઊઠયા: "કહે, મા કહે. અમલભાઈ તો હજી પણ બાળક..."

"છતાં પણ મારા ભાઈ જમીનદાર છે!" આ શબ્દો કહેતી વખતે સુધાના ચહેરા પર વંશગૌરવની આછી રેખા ખીલી ઉઠી.

અમલે હસીને કહ્યું: "મને લાગે છે કે તમને બંનેને સૌરિન આંખના કણા માફક ખૂંચી રહ્યો છે. ગામના કોઈ માણસો એના માટે કશું કહેતાં નથી..."

સુધા ઉત્તેજીત સ્વરે બોલી ઉઠી: "શું કહેતા નથી: તમને કેમ કોઈ કહેતું નથી એ હું નથી જાણતી, પણ મારા

તો કાન બહેરા થઈ ગયા છે. હમણાં જ વિરાજ બહેને કહ્યું હતું કે હારાણના ઘેર એ હંમેશ જાય આવે છે…"

અમલે કહ્યું : "એથી શું થઈ ગયું ? એ ગરીબોના આંગણે જઈને પોતાના હૈયાની સહાનુભૂતિ…"

મુધાએ વચ્ચે જ ગરમ થતાં કહ્યું : "વાહ, એ માટે તો એમને રાખેલ નથી. બાળકોને શિક્ષણ આપે કે ચરખો જ લઈને ચારે તરફ ભમ્યા કરે…"

દયાકાકાએ કહ્યું : "માત્ર એટલું જ હોત તો કશું કહેવાનું નહોતું. પરંતુ આ તો ખેડૂતોના ઘેર ઘેર ફરીને રેંટિયો અપાવે છે—બધાને કાંતતા શીખવે છે. અને વિધવાઓ માટે ઘરમાં એક રેંટિયા–શાળા ખોલી છે. આ બધું શું ? કોણ જાણે ક્યાંનો માસ્તર આ ગામમાં આવીને લોકોના ઘરમાં આ બધાં તૂત ફેલાવી રહ્યો છે !"

અમલે ગંભિર ભાવે કહ્યું : "સારું. દયાકાકા ! આ બાબતમાં હું યોગ્ય કરીશ. તમે જાઓ અને એક વાર નિતુ ગાંડીની તપાસ કરો. એ દવાખાનામાંથી છૂટીને ક્યાં ચાલી ગઈ છે એ જાણી શકાયું નથી. બિચારી દીકરીના દુઃખે પાગલ બની ગઈ છે."

દયાકાકાએ જતાં જતાં પાછળ ફરીને કહ્યું : "નિતુ ગાંડીનું ક્યાં કાંઈ ઠેકાણું છે ! એણે તો નાત જાત ખોઈ નાખી છે. ગમે તેના ઘરનું ખાય છે. એની દીકરી પણ કુળમાં કલંક લગાવીને ચાલી ગઈ. માએ પણ જાત–ધર્મ–પર પાણી ફેરવ્યું. અમલભાઈ ! આ તો ઘોર કલિકાળ છે ! નારાયણ ! નારાયણ ! હવે જાત–ધર્મ નહિ રહે એમ લાગે છે."

અમલે આગ્રહ પૂર્વક પ્રશ્ન કર્યો: "હં, પણ એ છોકરીનો ક્યાંય પત્તો લાગ્યો કે નહિ?"

"અરે, એનો તો ક્યાંય પત્તો લાગે? કોણ જાણે ક્યાં હશે, એ શી ખબર પડે? મધુસુદન!"

દયારામના ગયા પછી બંને ભાઈ બહેન ઘડીભર નીરવ બેસી રહ્યા. ત્યાર પછી અમલે ગંભિર વદને કહ્યું: "સુધા! આજે તારો વ્યવહાર જોઈને મને આશ્ચર્ય થયું. તને તો મેં કોઈ દિવસ આમ પરપૂઠે પારકી નિંદા કરતી જોઈ નથી."

સુધા મોટાભાઈનો ભાવ જોઈને વિસ્મય પામી ને બોલી: "પારકી નિંદા! ક્યારે? તમે શું કહો છો ભાઈ?"

અમલ બોલ્યો: "વિરાજ બહેન શું કહે છે એ સાંભળવા માટે તું પહેલાં આમ દોડી જતી નહોતી."

સુધાનું સુંદર વદન લાલ બની ગયું. તે નીચું જોઈને બેસી રહી.

અમલે ફરી કહ્યું: "કલકત્તામાં પણ તારા મોઢેથી એક દિવસે આવી વાત સાંભળીને હું આશ્ચર્યમાં પડી ગયો હતો. પરેશનાથના બાગની ઘટના કહેતી વખતે તેં શું કહ્યું હતું એ યાદ છે? હું જોતો આવું છું કે તારી વિષદષ્ટિ એનાપર..."

સુધાએ રોષથી રક્ત બનેલા વદને તેજ પૂર્વક કહ્યું: "જેના દરેક કાર્યો ભદ્રતાની સીમા બહાર હોય, તેના કાર્યની મારે નિંદા કરવી એ પાપ કહેવાય એ તો મેં આજ પહેલી વાર જ સાંભળ્યું. જવા દો, જેની સાથે આપણે કશો ગાઢ સંપર્ક નથી, તેની વાતોની ચર્ચા કરીને આપણે શા માટે..."

વચ્ચે જ અમલ બોલ્યો: "વાહ, આ કંઈ ખોટું નથી!

મેં કંઈ એની વાત નહોતી ઉપાડી. દયાકાકાની વાતને ટેકો આપવા ખાતર તેં જ સૌરિન માટે ઘણું કહી નાખ્યું હતું."

સુધાએ ક્રોધ અને ઘૃણાથી કહ્યું: "તમારી નજરે એ કોઈ મહાન માણસ હોઈ શકે, શા માટે નહિ, આઈ. સી. એસ. થયેલ છે ને! પરંતુ પાસ થવું એ કંઇ મનુષ્યત્વ નથી. અનેક કષ્ટો સહીને માતાપિતા ભણાવે છે. એનો બદલો ન વાળતાં જે માણસ નીચ લોકોની સાથે હા હો કરીને મળી જાય તે એક મોટો નાલાયક છે. એવા માણસને ભદ્ર સમાજમાં સ્થાન આપવું એ પણ અન્યાય છે...શાળાના છોકરાઓની જવાબદારી એવાના હાથમાં સોંપવી એ તો દૂરની વાત છે."

"નાલાયક! હું તો કહું છું તમારો માસ્તર એક મોટો દંભી છે!"

સુધાના મોઢાના શબ્દો મોઢામાં જ રહ્યા. પૂરા ન થયા. તેનું ક્રોધથી લાલ બનેલું વદન વધુ લાલ થઈ ગયું. જેના માટે તે આટલી બધી વાત કરી રહી હતી તે 'નાલાયક' સૌરિન એક લતા મંડપ પાછળથી એકાએક તેની નજર સામે આવીને ઊભો રહ્યો. બાગમાં બેસીને આ વાતો થતી હતી.

સૌરિન્દ્રમોહન ઇચ્છા પૂર્વક છૂપાઈને આ ચાલતી વાતો સાંભળતો ન હતો. ગઈ કાલે જમીનદારે બોલાવેલ એટલે આજ તે મળવા આવતો હતો. એકાએક આમ યોગાયોગ થઈ ગયો. સૌરિનના આગમનથી આ સ્થાને અશાંતિની હળવી રેખા દોરાણી.

સૌરિને સુધાના છેલ્લા શબ્દો બધા સાંભળ્યા હતા.

સાંભળીને પ્રથમતો તેનું ઘવાયેલું આત્મસમાન ગર્વપૂર્વક ખડું થયેલું. ક્રોધથી તેનું સમસ્ત મન સળગી ઉઠેલું. પરંતુ બે ડગલાં ચાલતાં જ તેનો ક્રોધાગ્નિ શાંત થઇ ગયો. એક પ્રકારની અપ્રાર્થિવ શાંતિએ પોતાના મનોરાજ્ય પર અધિકાર જમાવ્યો.

સૌરિને હાસ્યભર્યા વદને બંનેને નમસ્કાર કરીને સુધા સામે જોતાં કહ્યું : "મને માફ કરજો. હું ચાહીને આપનો એકાંત વાર્તાલાપ સાંભળવા નહોતો આવ્યો. ગઈકાલે જ મને બોલાવેલો. મકાનમાં તપાસ કરી તો અમલબાબુ બાગમાં છે એવું સાંભળીને મળવા માટે હું આ તરફ ચાલ્યો આવ્યો."

સુધા સમજી કે આ હાસ્ય પાછળ કંઈક તિરસ્કાર ભર્યો છે. તે જરા શરમાણી, પણ એણે આંખો નીચી ન કરી, એનો એ સ્વભાવ જ નહોતો. સૌરિનના શબ્દોએ શરમની એક રેખા દોરી હતી તે પણ વિલય પામી. તેણે તેજ ભર્યા સ્વરે કહ્યું : "આપે જે કંઈ સાંભળ્યું એથી દુનિયા ઉલટપાલટ થઈ જશે એવું આપ ન ધારતા. જે વાત હું એકાંતમાં કહી રહી હતી, તે વાત જરૂર પડે તો જગતની સામે પણ કહી શકું...કારણ કે મેં જે કંઈ કહેલું એ સાચું હતું."

સૌરિને ગંભીર ભાવે પ્રશ્ન કર્યો : "શું? હું દંભી છું એ જ વાતને?"

"આપનો દંભ આપના વ્યવહારથીજ દેખાઈ આવે છે. જે દંભી ન હોય તે કલકત્તામાં ધરપકડો થતી હોય ત્યારે એક ગામડામાં શા માટે નાશી આવે?"

આ આઘાતથી જરાયે ચલિત ન થતાં સૌરિને દઢ સ્વરે કહ્યું : "આપે ઠીક કહ્યું. આવા ભાવથી હું મારી જાતને

આટલા દિવસો સુધી નહોતો જોઈ શક્યો. સારું થયું કે આપે મને દૃષ્ટિ આપી."

અમલે વિરક્ત ભાવે કહ્યું: "સુધા ! આ બધું યોગ્ય નથી. જેના માટે તું કશું જાણતી નથી, તેના માટે તું તારો મત કેવી રીતે આપી શકે છે, એ જ હું સમજી શકતો નથી. પ્રથમ હું તને આવી નહોતો જોતો, તું..."

સૌરિને વચ્ચે જ કહ્યું: "અમલબાબુ! આપ થોડું ખોટું સમજ્યા છો..."

અમલનું ગાંભિર્ય દૂર થયું. ખડખડાટ હસતાં તે બોલ્યો: "લે, હું વળી તારી પાસે બાબુ ક્યારનો થયો?"

"જ્યારથી તમે જમીનદાર છો અને હું માસ્તર છું... તમે શેઠ છો અને હું નોકર છું..."

અમલે ઉત્તર આપ્યો: "એ બધું ડહાપણ જવા દે. તું શું મારો પગાર ખાય છે? તને પગાર આપી શકે એવો કોઈ પણ જમીનદાર આ દેશમાં છે જ નહિ. તું..."

સૌરિને વચ્ચે જ કહ્યું: "જવા દો. આપણે મૂળ વાતપર આવીએ. મને શા માટે બોલાવ્યો હતો?"

સુધાને પોતાનું અપમાન થતું હોય એમ લાગ્યું. આ એક અપરિચિત નવજવાન, જેની સાથે કોઈ પ્રકારનો વિશેષ પરિચય નથી – તેના ખાતર આજે મોટા ભાઈનો ઠપકો સાંભળવો પડ્યો અને આ યુવાન પણ એવો અસંસ્કારી અને અશિષ્ટ લાગે છે કે પોતે અહીં બેઠી છે એના અસ્તિત્વનો પણ એ સ્વીકાર કરતો નથી. સુધાનું હૃદય અપમાન અને ઘવાયેલ નારી મર્યાદાથી ખળભળી ઊઠ્યું. તે ક્રોધ સહિત આ

સ્થાનનો ત્યાગ કરવા ઊભી થઈ કે તરત અમલે કહ્યું : " જઈશ નહિ, જઈશ નહિ,—ઊભી રહે. તારી હાજરીમાં જ વાત થવી ઉચિત છે. જો સૌરિન, સાંભળ્યું છે કે તું ઋષિમુનિ માફક હવા ખાઈને જીવે છે ? એક મહિનામા વીસ દિવસ તું ચણા મમરા ખાઈને ચલાવે છે...કેમ ?"

" કોણે કહ્યું ? પણ હું ગમે તે ખાતો હોઉં, તંદુરસ્ત તો છું ને ?"

" એ બધું ભલે. અમારા કાર્યમાં જે માણસ સાથ આપે તે માણસ આ પ્રમાણે રહે એ અમને ગમે. કેમ ? સુધા તું શું કહે છે ? આજ પિતાજી હોત તો આમ થવા દેત ?" સુધા ગંભિર ભાવે મૌન રહી. તેણે કશો ઉત્તર ન આપ્યો.

સૌરિને કહ્યું : " ઓહ, આ વાત છે ! ત્યારે સાંભળ, મને આવી રીતે જીવવાનો અભ્યાસ છે. મને કોઈ પ્રકારનું દુઃખ કે સંકોચ નથી."

અમલે જરા જોરથી કહ્યું : " અભ્યાસ છે ! તું કોને બનાવે છે ? તું કોનો પુત્ર છે અને આટલા દિવસો પર્યંત કેવી રીતે જીવ્યો છે એ હું ન જાણતો હોત તો તારી વાત માની લેત. જો, આ બધી ગાંડાઈ છોડી દે. એક જ વાત તું શીખ્યો છે – દેશસેવા ! શું શરીરને કષ્ટ આપ્યા વગર દેશ-સેવા ન થઈ શકે ?"

" કોણ કહે છે ન થઈ શકે ? આપણે દેશ સેવા માટે કયું કષ્ટ ઉઠાવ્યું છે ?"

આ વખતે સુધાએ મૌન તોડતાં કહ્યું : " ભાઈ જે કહે છે તે સાચું હોય તો, મારે કહેવું જોઈએ કે, મેં જે કહ્યું હતું તે ખોટું નહોતું. જે માણસ ખોટી રીતે કષ્ટનો બોજો ઉઠાવીને પોતાની જાતને દેશ સેવક તરીકે ઓળખાવે એ શું દંભ નથી ?"

સૌરિનના અભિમાનને ઘા લાગ્યો; છતાં તે હળવા હાસ્ય સાથે બોલ્યો: "મેં તો એ વાત પ્રથમથી જ સ્વીકારી લીધી છે. પછી આ આરોપ મૂકવામાં કંઈ નવું નથી!"

સુધાએ આ વાત પર ધ્યાન ન આપતાં કહ્યું: "આપ પગાર લીધા વગર આ બધા ગરીબોના શિક્ષણનો ભાર લઈને એમ માનતા હશો કે આપે ત્યાગની પરાકાષ્ઠા જોઈ છે; પણ એથી એવું કંઈ નથી કે ભૂખ્યા રહીને કે જે તે ખાઈને તમે ગરીબોના માથા પર પ્રાણહત્યાનું પાપ પણ મૂકી શકો!"

અમલે કહ્યું: "હા, હું પણ આ જ કહેતો હતો. જમીનદારી મારા એકલાની નથી – સુધાની પણ છે. સુધાની વાત સાંભળીને? તને આવી રીતે ન રહેવા દેવાય. કાં તો અમારાં ઘેર તારા ભોજનનો પ્રબંધ કરીએ, અથવા તારે ત્યાં રસોયા વગેરેની વ્યવસ્થા કરી દઈએ. તારા હાથ બાળીને તું જમે એ મને નથી ગમતું. કેમ સુધા?"

સુધાએ કશો ઉત્તર ન આપ્યો. જાણે ઉદાસિન ભાવ બતાવ્યો. સૌરિનનું મન વિદ્રોહી બની રહ્યું હતું. તે કદી કોઈના નિયમો વચ્ચે બંધાવા ઇચ્છતો નહોતો, તેમાં વળી સુધાનો તિરસ્કાર ભર્યો ભાવ જોઈને તે વધુ ઘવાયો. તેણે પણ ઉદાસિન ભાવે કહ્યું: "એ બંદોબસ્ત સ્વીકારવો કે ન સ્વીકારવો એ તો મારી ઇચ્છાનો પ્રશ્ન છે."

અમલ ઝંખવાયો પણ સુધા ખીજાયેલ સિંહણ માફક ગર્જી ઊઠી: "ભાઈ! જે શિષ્ટાચાર જાણે નહિ, તેના પગતળે આ રીતે જ શિષ્ટાચાર ચગદાય! શિષ્ટાચારની મર્યાદા જે સમજી શકે નહિ, એ શિષ્ટાચાર માટે અયોગ્ય છે."

સુધા આટલું કહીને ઉત્તરની અપેક્ષાં રાખ્યા વગર સડ-

સડાટ મકાન તરફ ચાલી ગઈ. સુધાનું સુંદર વદન ઘણા સમયથી સૌરિનના મનમાં વસ્યું હતું. આ કઠોર આઘાતથી સૌરિન અસંતુષ્ટ થયો છે, એવું જાણીને અમલ એના સામે દ્રષ્ટિ પણ ન કરી શક્યો. પરંતુ જ્યારે તેણે સૌરિન સામે જોયું, ત્યારે તેના ભાવમાં કોઈ પરિવર્તન થયું નહોતું. તેનું મુખ મંડલ પ્રશાન્ત, સ્થિર અને ગંભીર હતું.

અમલે ગુનેગાર માફક કહ્યું: "ભાઈ સૌરિન ! સુધાની વાતને મનમાં જરાયે ન રાખીશ. નાનપણથી માતા વિહોણી છે – અને……"

સૌરિન વચ્ચે જ બોલી ઊઠ્યો: "ના, ના, અમલ ! મારા મનમાં કશું નથી. માણસ માણસનો ન્યાયપૂર્વક નિર્ણય કરી શકતો હોત તો સંસારમાં કોઈ કલેશ રહેત નહિ."

"છતાં ય મન એ એવી કોમળ વસ્તુ છે કે એને આઘાત લાગતાં વાર નથી લાગતી. માટે જ હું તારી ક્ષમા માગું છું." અમલ પૂરું બોલે એ પહેલાં જ બહાર કંઈક ધમાલ થતી હોય એમ સંભળાયું. તરત તે ઊભો થઈ ગયો.

બંને ઉતાવળે પગલે બહાર ગયા.

# ૮

**દેરાજ ગાજીનું** મન આજ કેટલાય દિવસથી સ્વસ્થ નહોતું. બે વિપરિત ચિંતાઓ તેના મનને મુંઝવી રહી હતી. બંને ચિંતાઓનો ધક્કો મનના એક જ સ્થાને લાગતો હોવાથી તે સહી શકતો નહિ. દેરાજ બારણા પાસે બેસીને આકાશ પાતાળના વિચારો કરી રહ્યો હતો. નસીબન બીબીએ ત્રણ વાર સાદ કર્યો છતાં ઉત્તર ન મળવાથી તે ખીજાઈને પોતાના કામકાજમાં પરોવાઈ ગઈ.

દેરાજ આ સ્થિતિમાં ઘણી વાર બેસી રહ્યો. જ્યારે તે પ્રકૃતિસ્થ થયો ત્યારે તેને ખબર પડી કે પવનમાં ખૂબ શીતળતા છે. દેરાજે બૂમ મારી: "પાંચી ! સાંભળતી નથી ? ક્યાં મરી ગઈ ?"

ગૌશાળામાંથી નસીબને ઉત્તર આપ્યો : "પાંચીનું વળી શું કામ છે ? ઈ તો મોડલપાડામાં ગઈ છે."

દેરાજે મોઢું વિકૃત કરીને કહ્યું : "મોડલપાડામાં ગઈ છે ? હરામજાદી ! હજારવાર ના કહી છે તોય પણ..."

દેરાજે તમાકુની ચલમ એક તરફ ઠલવી. નસીબન છાણુનો સૂંડલો લઈને ગૌશાળામાંથી બહાર નીકળી. આંગણા પાસેથી પસાર થતાં તે બોલી: "તે શું થયું? રમવા પણ ન જાય?"

દેરાજે દાંત પીસીને લાલનેત્રે કહ્યું: "ના, ન જઈ શકે. ઈ સાલો આવ્યો છે તે...એને એક મુક્કે આસમાનમાં નં મોકલું તો મારો બાપ જયનદી ગાજી નહોતો!"

દેરાજની ક્રોધ ભરી આંખો જોઈને નસીબને વધુ કંઈ કહેવાનું સાહસ ન કર્યું. છાણુનો સૂંડલો ખાલી કરીને તે મોડલપાડામાં પુત્રીને તેડવા ગઈ. દેરાજ ક્રોધમાંને ક્રોધમાં ડેલીના બારણા પાસે આવ્યો. બરાબર એ સમયે જમીનદારના બે માણસો સોના તેલીને પાંચવડીએ બાંધીને કચેરીમાં લઈ જતા હતા. કોણ જાણે કેમ, આ દશ્ય જોઈને દેરાજનો રોષ ઉતરી ગયો. તેણે વિનિત સ્વરે પૂછ્યું: "શું થયું છે, વિહારીભાઈ! સોનાએ શું કર્યું છે?"

જમીનદારના માણસો – ખાસ કરીને કચેરીના સિપાઈઓ-એની સાથે વાત! જમીનદારના માણસોનો મિજાજ આજ તપી ગયેલો હતો. તેમાં દેરાજના પ્રશ્ને વધારે ભડકો કર્યો. બિહારીએ કપાળ સુધી આંખો ચડાવતાં કહ્યું: "જા, જા, હરામી, તું તારે તારા ચરખાને તેલ પૂરને. આવ્યો પૂછવા! જા, ચાલ!"

દેરાજનું મન પણ સ્વસ્થ નહોતું. એનો રોષ શાંત થયો હતો પણ બિહારીના શબ્દોથી એનું માથું સળગી ઊઠ્યું – તણે વ્યંગભર્યા સ્વરે કહ્યું: "તું વળી કોણ મોટો નવાબ સિરાજુદૌલા હતો, બિહારી!"

બિહારીએ પાછા ફરીને રોષથી કહ્યું: "મોઢું સંભાળીને બોલ દેરાજ! પાજી નહિ તો!"

કોણ જાણે આજે દેરાજને શું થઈ ગયું. એ ગરીબ ખેડૂત હતો. જમીનદારના માણસોની કડવી વાતો સાંભળવાને ટેવાયેલો હતો, પણ આજ એના નબળા ગ્રહ હતા. બિહારીના શબ્દો સાંભળીને દેરાજે પ્રચંડ ક્રોધથી કહ્યું: "એમાં ગાળો શા માટે દે છે? મેં તને એવું શું પૂછી નાખ્યું હતું? મોટો લાટ સાહેબનો દીકરો નહિ તો! એક લાઠી ભેગો ધરતી ચાટતો થઈ જઈશ."

બીજો એક માણસ વચ્ચે પડવા ગયો, પણ તે પહેલાં જ બિહારીની લાઠી દેરાજના માથા પર પડી. દેરાજ ઘુમરી ખાઈને નીચે પડી ગયો.

પળવારમાં આ ઘટના બની ગઈ. આ તરફ પુત્રીને લઈને નસિબન ઘેર આવી રહી હતી. તેણે દૂરથી આ દૃશ્ય જોઈને ચિત્કાર કર્યો: "ઓ મારે!" આ ચિત્કારથી અને દેરાજના આર્તનાદથી આસપાસના લોકો મકાન બહાર નીકળ્યા, પણ જમીનદારના માણસો ઊભા હતા એટલે કોઈ નજીક આવવાનું સાહસ કરી શક્યા નહિ. દૂરથી છૂપાઈ છૂપાઈને સહુ જોવા લાગ્યા. જમીનદારના માણસો કેદીને લઈને ગર્વથી જવા લાગ્યા. જતી વખતે બિહારીએ મોટા સ્વરે કહ્યું: "જમીનદારના કેદીને જે કોઈ છીનવી લેવા આવશે, તેની આ દશા થશે."

દેરાજના માથામાંથી રક્તશ્રાવ થઈ રહ્યો હોવા છતાં પણ આઘાત એટલો ભયંકર નહોતો. તેની પત્ની અને પુત્રી આ જોઈને કલ્પાંત કરવા લાગ્યાં.

જમીનદારના માણસો ચાલ્યા ગયા પછી બે ચાર પાડોશી છાનામાના આવ્યા અને કોઈ માથાપર જળ સિંચન કરવા લાગ્યું, કોઈએ પંખો લઈને પવન નાખવા માંડ્યો અને બાકીનાઓ નસીબનને ઉપદેશ દેવા માંડ્યા.

દેરાજને ઉઠાવીને ઘરમાં લઈ ગયા. ફુટેલા મસ્તકપર ઘર ઉપચારના પ્રયત્નો શરૂ થયા. ગિરદી ઓછી થયા પછી દેરાજમાં જ્યારે ચૈતન્ય આવ્યું ત્યારે તે અતિ ક્ષીણ સ્વરે બોલ્યો : “ નસી... ”

નસીબન તેના હૈયાપર મસ્તક મૂકીને બોલી : “ શું કહો છો ?”

“ રડીશ નહિ...જરા પાણી. ”

દેરાજ ત્રુજી રહ્યો હતો. નસીબને પાંચીને પાણી લાવવાનો ઈશારો કર્યો. પાંચી લાકડા માફક થઈને એક તરફ ઊભી હતી. તેના મનમાં થતું હતું આ પોતાના જ પાપે બન્યું છે. પિતાની ના હોવા છતાં પોતે પડોશમાં રેંટિયો ચલાવવા ગઈ હતી. જો ન ગઈ હોત તો આ ઘટના બનત નહિ. પાંચીએ પાણી લાવીને આપ્યું. દેરાજે તેના સામે જોઈને કહ્યું : “ કમજાત ! ક્યાં ગઈ હતી ? ” ભયની મારી પાંચી માતાની પાછળ છૂપાઈ ગઈ.

દેરાજે પાણી પીને જરા સ્વસ્થ થતાં કહ્યું : “ બેટા ! આમ જો...ઓહ્...તમે કોઈ ગભરાશો નહિ. હું તો ખેડૂતનો દીકરો છું. એકાદ લાઠી પડે એથી શું ? પાંચી ! અહીં આવ.”

પાંચી બાપ પાસે જઈને બેઠી. દેરાજ એના મસ્તક પર વહાલથી હાથ ફેરવવા માંડ્યો. દેરાજના નયનોમાં બે આંસુ ઉભરાયાં. તે બોલ્યો : “ નસીબન ! મિયાંનું ઘર બરાબર નહિ, આવી શાણી છોકરીને...”

નસીબને વચ્ચે જ કહ્યું : "દવાખાને ખબર મોકલાવું?"

દેરાજ એકદમ બેઠો થઈ ગયો. બોલ્યો : "શા માટે? એ નીચ જમીનદારના દવાખાનાનું મારી પાસે નામ પણ લઈશ નહિ... નસી..."

નસીબન કંઈ કહેવા જાય એ પહેલાં જ બહારથી અવાજ આવ્યો : "દેરાજભાઈ ઘરમાં આવું?"

આ અવાજ હારાણનો હતો. દેરાજે પત્ની અને પુત્રીને અંદર ચાલ્યા જવાનો ઇશારો કર્યો અને કહ્યું : "કોણ, હારાણ ભાઈ?"

"હા." કહીને હારાણ અંદર આવ્યો. તેની પાછળ એક સુંદર યુવાન હતો. તે સૌરિન્દ્રમોહન!

સૌરિનને જોઈને દેરાજે મોઢું બગાડ્યું. પણ સૌરિને એ તરફ ધ્યાન ન આપતાં એની પાસે બેસીને એનો હાથ પકડી કહ્યું : "ઘણું દર્દ થાય છે ને, દેરાજ?"

દેરાજે આંખો ખોલીને એકવાર સૌરિન સામે જોયું અને પાછી આંખો બંધ કરી દીધી. હારાણે કહ્યું : "બાબુજી પૂછે છે એનો જવાબ દે, દેરાજભાઈ! બાબુજી દાક્તરી પણ જાણે છે."

દેરાજે આ પ્રશ્નનો કોઈ ઉત્તર ન આપતાં નીચી આંખોએ કહ્યું : "અમ ગરીબના આંગણે તમે શા માટે બાબુજી?"

સૌરિને દેરાજના હાથપર લાગણીથી હાથ ફેરવતાં કહ્યું : "આ તું પૂછી શકે છે, દેરાજ! આટલા દિવસ સુધી તમને મારા માનીને ઓળખી શક્યો નહોતો; તેથી જ આવ્યો નહોતો. એ પાપનું પ્રાયશ્ચિત કરું છું. જોઉં માથાનો ઘા."

દેરાજે મસ્તક હલાવતાં કહ્યું : "એવું કંઈ બહુ નથી

લાગ્યું. બાબુજી! ખેડૂતને તો આવા કેટલાય ઘા દિવસમાં ખાવા પડે છે."

સૌરિને માથાનો ઘા તપાસ્યો. સાથે ઔષધની પેટી હતી તેમાંથી ઔષધ કાઢી બરાબર લગાવી પાટો બાંધી દીધો. દેરાજે પાણી માગ્યું.

સૌરિને કહ્યું: "આપું છું. આ માટલાને અડકી શકું છું?"

દેરાજે કહ્યું: "બાબુજી, મારે ત્યાં છૂતઅછૂત નથી. પણ તમે શા માટે, પાંચીને બોલાવું છું. પાંચી, ઓ પાંચી?"

પણ એ દરમિયાન સૌરિને પ્યાલામાં જળ ભરીને દેરાજને આપ્યું. દેરાજે પાણી પીને કહ્યું: "હાશ, બાબુજી! આજે એક દિવસની વાત યાદ આવે છે. ત્યારે હું પાંચી જેવો જ જવાન હતો. મારા કાકા મોટા લાઠીયાત હતા. મોટાબાબુજીની એમના પ્રત્યે ખૂબ મમતા હતી. એ પોતાના હાથે ઔષધ ખવરાવતા. મોટા બાબુજી મારા કાકાને ભાઈ કહીને બોલાવતા."

થોડીવાર પછી ઔષધ-પથ્યની વ્યવસ્થા કરીને સૌરિન હારાણ સાથે ચાલ્યો ગયો.

એમના ગયા પછી પાંચી અને પાંચીની મા દેરાજ પાસે આવ્યા. દેરાજે પ્રસન્ન વદને કહ્યું: "નસી, પાંચીને હવે મના નહિ કરું. એ ભલે રેંટિયો ફેરવવા જાય." આટલું કહીને તે પડખું ફેરવીને સૂઈ ગયો.

# ૯

હીરાણ કુંભારની વિધવા પુત્રી ટુની આજે જમીનદારના મકાન પર સુધાબેન પાસે ફરિયાદ કરવા આવી છે. ટુનીની ઉમ્મર પચીસની આસપાસ હશે. તે વિધવા હતી, પરંતુ બ્રાહ્મણ વાણિયાના ઘરની વિધવા જેવી ચુસ્ત નહોતી.

ટુનીની ફરિયાદ સાંભળીને સુધા રોષે ભરાણી. દયાકાકા વિરુદ્ધની ફરિયાદ શું એક વિધવા કરી શકે ? દયાકાકા એટલે તો દયા, ધર્મ અને સંસ્કારના અવતાર સમા ! નિસ્વાર્થ અને નિષ્કામ વૃતિના ઉપાસક ! નાનપણથી સુધા પર વાત્સલ્ય રાખનારા અને જમીનદારીનો પ્રમાણિક વહિવટ કરનારા ! એવા દયાકાકા શું ગુનેગાર હોય ? ના...ના...સુધાનું મન વિદ્રોહી બન્યું. તેણે કઠોર સ્વરે કહ્યું : " આ બધું સાંભળવું એ પણ પાપ છે. મને કહ્યું એ સારું કર્યું, ભાઈને કશું કહેતી નહિ. "

ટુની જોઈ શકી કે ન્યાય માટેનો સઘળો પ્રયત્ન બરબાદ થઈ રહ્યો છે. તે માન-ઈજ્જતનો ભય રાખ્યા વગર ફરિયાદ કરવા આવી હતી. બાપની સમ્મતિ નહોતી છતાં પણ છાનીમાની

આવી હતી. ટુની જાણતી હતી કે જમીનદારના ઘરની દિવાલો પણ દયાકાકાની જાસુસ છે. પોતે જે કંઈ કહેશે એ બધું દયાકાકાના કાને પહોંચવાનું છે, અને એનું પરિણામ બાપ દીકરીને ભોગવવું પડશે. આવો મહાભય માથાપર લઈને તે સુધા પાસે ન્યાય મેળવવા આવી હતી. પણ સુધા બહેનનો ઉત્તર સાંભળીને તેના હૈયાને આઘાત લાગ્યો. ઘૃણા અને અપમાનના ભારથી દબાઈ ગયેલી ટુની વધુ કંઈ ન કહેતાં ઘેર જવા તૈયાર થઈ. સુધાની માસીબાએ કહ્યું: "રોષ કરીને ના જઈશ બેટા..."

ટુની રોષ અને ક્રોધથી ધ્રૂજતી ને રડતી આંખે માસીબા સામે જોતાં બોલી: "રોષ શા માટે કરું માસીબા! ગરીબોને શું રોષ હોય? આજ હું કોઈ સારા ઘરની વહુ દીકરી હોત તો અલુ કુટણીનો ભાર નહોતો કે એ મારે આંગણે આવે અને તમારા દયાકાકાની પણ શક્તિ નહોતી લાઠીઆતો મોકલીને મને ઉઠાવી જાય! સારા નસિબે માસ્તર સાહેબ હતા..."

સુધા વચ્ચે જ બોલી "રેહેવા દે. આ વાત સાંભળીને કાન બગડી જાય છે. દયાકાકાએ લાઠીઆતો મોકલ્યા હતા એનું પ્રમાણ શું? આવું કામ દયાકાકાએ કદી કર્યું નથી, અને આજે વૃદ્ધ વયે..."

વચ્ચે જ ટુની સમાન વજને બોલી ઉઠી: "કર્યું નથી? સો સો ઉંદર મારીને બિલાડી તપ કરે છે. બેન બા, પેલા આચાર્યની વહુ નિતુ, ગાંડી કેમ થઇ ગઈ છે? એની એકની એક છોકરીને..."

ટુનીની વાત પૂરી ન થઈ. બરાબર આ સમયે કોઈના

આવવાનો અવાજ સંભળાયો અને એ ત્રણ પુરુષો આવ્યા. ટુની બીજા બારણેથી ચાલી ગઈ. જતી વખતે તે એક પુરુષની નજરને અવલોકતી ગઈ. તે આપણા સરકાર મહાશય. તેઓ કલકત્તાથી મિત્રો સાથે કેટલાક દિવસથી અહીં આવેલ છે.

દાક્તર અજીતનાથે યથા સ્થાને બંધુક રાખીને ફ્રીઝીચેર પર બેઠક લેતાં આરામ માટે હાસ કારો નાખ્યો.

અમલકુમારે શિકારીની ટોપી અને કોટ કાઢતાં પ્રશ્ન કર્યો: "કોણ આવ્યું હતું, સુધા ?"

સુધાએ કહ્યું: "બીજું કોઇ નહોતું. કુંભારની છોકરી હતી."

"ઓહ!" અમલકુમારે કહ્યું.

મી. સરકાર દરેક વાતમાં નાકનું ટેરવું સંકોચતા. એકાએક તેઓ બોલી ઊઠયા: "ગામડાની સ્ત્રીઓ ભૂત જેવી હોય છે. દાંતમાં તો પોથીનો રંગ હતો, ડેમ...!"

માસીબાએ હસીને કહ્યું: "તેં કેવી રીતે જાણ્યું ભાઈ?"

અમલ અને દાક્તર બંને ખડખડાટ હસી પડ્યાં. મિ. સરકારનો ચહેરો શરમથી લાલ થઈ ગયો. તે મનમાં ને મનમાં છોકરી ઉપર ખૂબ ગુસ્સે થઈ ગયો. પણ મોઢેથી કશું ન કહેતાં ચરૂટના ધૂમાડા કાઢવા માંડ્યો. સુધા ગંભિર બનીને બેસી રહી.

દાક્તરે વિનોદ કરવા કહ્યું: "જરાય નહિ. તમે જોયું નહોતું, શિકાર કરીને પાછા આવતાં જંગલમાં એક ગાંડીને જોઈને આપણા વીર પુરુષનો ચહેરો કેવો કરમાઇ ગયો હતો ?"

મિત્રોએ ઉચ્ચહાસ્ય સહ આ વિનોદને વધાવી લીધો.

દાક્તરે જોયું કે મહિલાઓ સામે મિ. સરકાર ઝાંખા પડી રહેલ છે. તેણે હાસ્યને સંભાળી લેતાં કહ્યું: "તમે બધા અજબ છો! આમાં ટીકા કરવા જેવું છે શું? શું એ ગામડામાં પહેલી જ વાર આવે છે? વાહ!"

સુધીરે કહ્યું: "ના, એ તો સહુ જાણે છે. મિ. સરકાર આ ગામડામાં ઘણી રમતો રમી ગયા છે."

બધાં સુધીરના આ શબ્દોપર હસી પડયાં, પણ કોણજાણે કેમ મિ. સરકારનો ચહેરો એકાએક શુષ્ક બની ગયો. બીજા કોઈનું ધ્યાન ગયું હોય કે ન ગયું હોય, પણ સુધા એ ચહેરાનું પરિવર્તન જોઈ શકી. તે વધુ ગંભિર બની.

માસીબાએ કહ્યું: "તમે બધા ઠઠ્ઠા મશ્કરી કરો છો પણ એ સારું નથી. થાકયા પાકયા આવ્યા છો તે નાહીને જમવા બેસી જાઓ."

સુધા અત્યાર સુધી મૌન હતી તે બોલી: "હેં ભાઈ! દિવાની કોણ? નિતુ કોણ?"

અમલે કહ્યું: "હા... સાવ ગાંડી!"

સુધાએ વ્યથિત ભાવે કહ્યું: "તે તમે એને શા માટે ન લેતા આવ્યા? આપણે અહીં રાખત."

અમલે કહ્યું: "એ શું ઘરમાં રહી શકે! સૌરિને જ્યારથી એને કોલેરામાંથી બચાવી છે ત્યારથી તે વગડામાં જ ફર્યા કરે છે. કોઈ એને પાછી લાવી શકતું નથી. સૌરિને શું ઓછી મહેનત કરી છે?"

મિ. સરકારે ચહેરો વિકૃત કરતાં કહ્યું: "આહ્! એ અસભ્ય જંગલીએ અહીં આવીને જેટલા રાસ્કલો છે એ બધાને

એકઠા કર્યા લાગે છે. એ ખરેખર હલકો માણસ છે. નહિ તો સુધાનું નિમંત્રણ પાછું ઠેલે ખરો ?"

દાક્તર અજીતનાથે એકાએક ગંભિર થતાં કહ્યું: "તું વારંવાર એકની એક વાત કહે છે કે સૌરિન હલકો છે. તેણે શા માટે સુધાનું નિમંત્રણ પાછું ઠેલ્યું હતું એ તું જાણે છે ?"

મિ. સરકારે ચીરૂટના ધુમાડા કાઢતાં કહ્યું: "ના, એ જાણવાનું ભાગ્ય મને નથી મળ્યું. ઈચ્છા પણ નથી. એના માટે એટલું જ બસ છે કે તે એક નારીનું અપમાન કરતાં જરાપણ શરમાયો નથી."

સુધા અત્યાર સુધી નીરવ હતી. તે આ વખતે બોલી: "મારું શાથી અપમાન થાય છે અથવા નથી થતું, એના નિર્ણયનો ભાર હું જ્યારે અન્ય કોઈપર છોડું ત્યારે જ એની ચર્ચા કરવી સારી ગણાય. મને આ બધી ચર્ચા અનધિકાર લાગે છે." દબાવેલા રોષથી સુધાનું વદન લાલ બની ગયું હતું.

સહુ સુધાના આ એકાએક રોષથી વિસ્મિત બની ગયા. અન્ય કોઈ પ્રસંગે સુધા આવી રીતે રોષ નહોતી બતાવતી!

દાક્તરે સુધાનો પક્ષ લેતાં કહ્યું: "તું સાચું કહે છે, સુધા! આ બધી ચર્ચા અનધિકાર છે. માત્ર અનધિકાર નહિ, પણ અભદ્ર અને અશિષ્ટ છે. એક માણસની ગેરહાજરીમાં એની ટીકા કરવી એ સજ્જનતા ન ગણાય. એ હાજર હોત તો..."

મિ. સરકારે પરાણે સાહસ એકઠું કરીને કહ્યું: "તો શું કરત...શું બચાવ કરી શકત?"

દાક્તરે ટેબલ પર હાથ પછાડતાં કહ્યું: "અલબત!"

સહુ હસી પડચા. ગંભિર બનીને બેઠેલી સુધાના અધર પર પણ એક હળવી હાસ્યરેખા રમી ગઈ. માત્ર મિ. સરકાર ક્રોધથી જ્ઞાન શૂન્ય બનીને બરાડી ઊઠયા : "ડેમઈટ ! દાક્તર તું પક્ષપાતી ન બન. કોણ જાણે કયાંનો એક નીચ માણુસ, ઉઘાડ પગો ખાદીની પોતડી પહેરીને અડધો નાગો રહેનારો હા હો કરીને ગામડાના લોકો સાથે મળી ગયો છે...એથી શું ? તેણે એક ખાનદાન નારીના નિણંત્રણનું અપમાન કર્યું છે, અને તું એવા માણુસનો બચાવ કરે છે ? બલિહારી ! ચાલ, ચાલ, નકામો બકવાટ જવા દે !"

દાક્તર ઊભો થઈ ગયો હતો. તે કદી સહજમાં ક્રોધ નહોતો કરતો. તેમ ક્રોધને સહજમાં છોડી પણ દેતો નહિ. તેણે કહ્યું : "જો નગેન, તું જેટલું સહજ માને છે તેટલું આ સહજ નથી. જ્યારે વાત કાઢી છે, ત્યારે તારે પૂરેપૂરી સાંભળવી પડશે. એ તો તું પણ જાણે છે કે સૌરિન આપણામાનો જ એક છે. ખાનદાન કુટુંબો સાથે એને પણ મૈત્રિ છે. એ પણ તારી મારી માફક વર્તમાન યુગની સભ્યતા પ્રમાણે આબરૂદાર ગૃહસ્થોના ઘેર જાય આવે છે; નિમંત્રણ પણ સાચવે છે. તું કહી શકે છે કે એણે શા માટે આ નિમંત્રણ સ્વીકાર્યું નહોતું ?"

અમલે કહ્યું : "આ તારો અન્યાય છે. એણે નિમંત્રણ શા માટે ન સ્વીકાર્યું, એ નગેન કયાંથી જાણી શકે ? આપણે પણ કયાંથી જાણી શકીએ ?"

દાક્તરે કહ્યું : "એ બરોબર કહ્યું. તો પછી તમારે સહુએ પહેલાં એ વાત જાણવી જોઈએ. સૌરિન પહેલાં આપણી જ માફક નિમંત્રણની રક્ષા કરતો હતો. આ વખતે વિલાયતથી આવ્યા પછી, એક દિવસે કોઈ નજીકના સંબંધીને ત્યાં તે

નિમંત્રણની રક્ષા કરવા ગયો હતો. ત્યાંનો વ્યવહાર જોઈને તે હતાશ બની ગયો અને ત્યારથી તેણે એવા સમારંભોમાં જવું બંધ કર્યું."

સુધીરે આગ્રહ ભર્યો પ્રશ્ન કર્યો: "કેવી રીતે?"

દાક્તરે કહ્યું: "બધું કહું છું. સૌરિને ત્યાં જઈને જોયું તો એ લોકો પોતાના મિત્રોને લઈને રંગરાગમાં પડ્યા હતા, અને એ લોકોના સગા વહાલાઓ બિચારા એક તરફ કોઈ પ્રકારના માન–સન્માન વગર બેઠાં હતાં. કારણ કે સગાં વહાલાંઓ ગરીબ હતાં. ગરીબનો કોઈ ભાવ પૂછતું નહોતું. એ જાણે કોઈ મહા પાપ કરીને જન્મ્યાં હતાં. અને પૈસાદાર મિત્રો મોજ ઉડાવતા હતા. સૌરિનને આ ભેદ જોઈને આઘાત લાગ્યો. ત્યારથી તે..."

વચ્ચે જ મિ. સરકારે તિરસ્કાર ભર્યા હાસ્ય સહ કહ્યું: "વાહરે રાજા હરિશ્ચંદ્ર! તારો સૌરિન શું ઘી–તેલને સમાન જોવા ઇચ્છે છે?"

અજીત ઉત્તર દેવા જાય તે પહેલાં જ સુધાએ ઊભા થતાં કહ્યું: "અજીતભાઈ, તમે જો સૌરિનબાબુને હવે પછી મળો તો કહેજો કે હું તેમને ખોટી રીતે સમજી હતી, તેથી જ કડવું બોલી હતી."

સુધા આટલું કહીને ઘરમાં જવા જતી હતી, ત્યાં એક કર્મચારીએ આવીને અમલ સામે જોતાં ગભરાયેલા સ્વરે કહ્યું: "બાબુજી! જુલમ થઈ ગયો! આજ ફુલવાડીના ખારવાઓએ મેનેજર સાહેબના ગળામાં ફાળિયું નાખીને અપમાન કરેલ છે..."

સહુએ આશ્ચર્ય સહ કહ્યું: "હેં..."

કર્મચારી કહેવા લાગ્યો : " હા, બાબુજી ! સાચે જ ખારવાઓએ અપમાન કર્યું છે. તે દિવસે દેરાજ ગાજીના માથામાં વિહારીએ લાઠી મારી હતી, ત્યારથી ખારવાઓનાં મોઢા ભારે થઈ ગયાં હતાં. એ ઉપરાંત એને ઉશ્કેરનાર પણ મળી ગયેલ છે."

અમલે પ્રશ્ન કર્યો : " કોણ ? "

કર્મચારી ઉત્તર આપે એ પહેલાં જ સહુ જાણી ગયા કે એ માણસ કોણ ? એટલે કર્મચારીએ સૌરિનનું નામ લીધું ત્યારે કોઈને આશ્ચર્ય ન થયું. મિ. સરકારે અવજ્ઞા ભર્યું હાસ્ય વેરતાં દાક્તર સામે આંખથી ઇશારો કર્યો. સુધાની નજરથી આ છૂપું ન રહ્યું. તે અપ્રસન્ન વદને અંદર ચાલી ગઈ.

અમલે પ્રશ્ન કર્યો : " દયા કાકા ક્યાં છે ? "

" થાણામાં ગયા છે. "

" થાણામાં ! જા, જા, જલદી જા અને એમને અહિંયા પાછા બોલાવ. "

કર્મચારીએ સામો પ્રશ્ન કર્યો : " પાછા બોલાવું ? એ... "

" હા...દોડતો જા અને કહેજે કે બાબુજી સાથે ચર્ચા કર્યા વગર તેઓ કોઈ પગલું ન ભરે. "

કર્મચારી સજ્જડ થઈને ઊભો રહ્યો. અમલ તરત ઘરમાં ગયો. મિત્રો પણ તેની પાછળ ગયા.

# ૧૦

**સંધ્યાનો** આછો અંધકાર છવાયો છે. મૈત્રબાગમાં આવેલા એક ભવ્ય છતાં પ્રાચીન મકાનમાં બે માણસો ખાનગી મંત્રણા કરી રહ્યા છે. એમાં એક હતા દયાકાકા અને બીજાના દેહપર વસ્ત્ર છવાયેલું હતું. મૈત્રબાગની વર્તમાન માલિકી દયાકાકાની હતી. કહેવાય છે કે આ બાગની માલિકી મૈત્રવંશની એક વિધવા પુત્રવધુની હતી; પરંતુ તેનાપર કલંક મૂકીને દયાકાકાએ નામની કિંમતે આ વિશાળ જમીન પોતાના સાણસામાં લઈ લીધી હતી. ભવ્ય મકાન, સુંદર બાગ અને બાંધેલું તળાવ એ મૈત્રબાગની શોભા હતી. આજ તો એ બધું જંગલ જેવું બની ગયું છે. આ ભવ્ય મકાનના એક ખંડમાં બિછાવેલા પલંગપર બંને બેસીને વાતો કરતા હતા. બારી બારણા બંધ કરવામાં આવ્યાં હતાં. થોડે દૂરના એક બીજા ખંડમાં ઝાંખો દીવો બળી રહ્યો હતો અને તે ખંડમાંથી ગાંજાના ધૂમાડાની ગંધ છૂટી રહી હતી. એ ખંડમાં દયાકકાના વિશ્વાસુ માણસો નટુ તિવારી અને બિહારી બેઠા હતા. એની

સામે એક પ્રચંડ કાય મુસલમાન બેઠો હતો. એ મુસલમાન લાઠીનો ખેલાડી હતો.

દયાકાકાએ એકવાર બારણું ઉઘાડી બહાર નજર કરીને કહ્યું: "બાબુજી! તમે જરાય ડરશો નહિ. યમરાજની પણ તાકાત નથી કે દયા મુખુજ્યેના આ અડ્ડામાં પ્રવેશી શકે. હવે તમે મોઢાપરથી વસ્ત્ર દૂર કરીને નીરાંતે બેસો. અહીંતો તમે કંઈ પહેલી વાર આવતા નથી...મધુસુદન! મધુસુદન!"

"મને ખૂબ ભય લાગે છે. ગામમાં એક ન્યુસન્સ આવેલ છે ને..." કહીને એ વ્યક્તિએ મોઢા પરથી વસ્ત્ર દૂર કર્યું. ઓહ, આ તો આપણા મિ. સરકાર! સંધ્યાના અંધકારમાં દયારામ સાથે આવી અગોચર જગ્યામાં આવા શિક્ષિત માણસને શી ખાનગી મંત્રણા હશે?

દયારામે દાંત કચકચાવતાં કહ્યું: "ઈ કાંટાને તો હું જડમૂળથી ઉખેડીને નદીમાં ફેંકી દઈશ. બદમાશ–હરામ જાદો...! મારી સાથે સ્પર્ધા! આ પ્રગણામાં કોઈ અમલદારની પણ તાકાત નથી કે મારા મોઢાનો કોળિયો ઝૂંટવી જાય..."

મિ. સરકાર ધ્રૂજી ઊઠયા. તેણે દયાકાકાને ઘણીવાર ક્રોધિત થયેલ જોયેલ છે, પણ આવો ક્રોધ કદી જોયો નહોતો. દયારામના નેત્રોમાંથી અગ્નિ વરસી રહ્યો હતો. એનું શરીર ક્રોધથી ધ્રૂજી રહ્યું હતું. તેણે પુનઃ કહ્યું: "કોણ જાણે કયાંનો રખડુ માસ્તર આવ્યો છે. એણે પાન જોયું છે–ઝાડ નથી જોયું. એના ટૂકડે ટૂકડા કરીને નદીમાં ન નાખી દઉં તો મારું નામ દયારામ નહિ!"

મિ. સરકારે દયારામનો કંપતો હાથ પકડીને કહ્યું:

"દયાકાકા! આમ ક્રોધમાં બધી બાજી બગાડી નાખતા નહિ. શત્રુનો નાશ કરવા માટે નવી જાતના શસ્ત્રો જોઈએ."

દયારામે હળવા હાસ્ય સહ કહ્યું: "એ બધું હું સમજું છું...મધુસુદન! તારો આશરો છે!"

મિ. સરકારે કહ્યું: "ત્યારે હું કહું એ સાંભળો. અહીં કોઈ આવી ચડે એમ તો નથી ને? મને કોઈએ ઓળખ્યો તો નહિ હોયને? સારું, જુઓ. આપની સાથે જે શરત નક્કી થઈ છે એ પ્રમાણે દરમહિને નિયમિત તમને પૈસા મળ્યા કરશે. પણ આપે જરા ધ્યાન રાખીને કામ કરવું પડશે. શું કહો છો?"

"અત્યાર સુધી શું મારી કોઈ ગલતી થઈ છે? આજ બે વરસથી એના લગ્ન થયાં છે, અને તરત બંને વચ્ચે અણબનાવ ઊભો થયો છે. મધુસુદન! દયાળુ! એના બાપના વખતનો ઝઘડો અત્યારે પણ જાગતો રાખ્યો છે. તમે તો જાણો છો કે મન દુઃખના કારણે દેશ છોડીને ચારેકોર ફરી રહેલ છે! દીન બંધુ!"

મિ. સરકારે કહ્યું: "ના, ના, હું એમ નથી કહેતો. આપના કામમાં ક્યાંય ત્રુટી નથી. પણ મુશ્કેલી એ છે કે, સુધા વારંવાર અમલને વહુ લાવવા માટે સમજાવી રહેલ છે. અમલ જિદ્દી નહોત તો..."

"અરે, સુધાની શી ગુંજાશ છે કે ભાઈના મનને વાળી શકે? જે જાળ બિછાવી છે એ જાળ તૂટે એવી નથી. ચાવી તો તમે બતાવી છે ને? દયાળુ! ભગવાન એ ઈશ્વર છે!"

મિ. સરકારે કહ્યું: "અરે, પ્રભુ! મેં વળી શી તરકીબ બતાવી હતી? એકાએક પ્રસંગ બની ગયો અને મારા મગજમાં

વિચાર ઉભો થયો. વહુને મોકલવા માટે બંને પક્ષમાં કલેશ થયો અને આપણે એનો લાભ ઉઠાવ્યો."

"વહુ પણ નસીબ જોગે પિતાના પક્ષમાં રહી. શ્વસુરની આજ્ઞા ન માનતાં બાપને ઘેર બેસી રહી. ભગવાનની કેવી ઘટના છે! નહિ તો આપણે અમલની સંપત્તિ થોડી ઉડાવી શકીએ? ભગવાન ઈ પરમેશ્વર છે!"

મિ. સરકારે કહ્યું: "એ વાત જવાદો. હું જે કામે આવ્યો છું તે કહું. સુધા એના ભાઈને શ્વસુર સાથેનો ઝઘડો પતાવી દેવા માટે બહુ જ દબાણ કરે છે. દાક્તરનો પણ એમાં સહકાર છે. અમલ તો મોઢાનો મોળો છે. બે દિવસમાં ઢીલો થઈ જશે. ડેમર્ઈટ! બધું માટીમાં મળી જશે! એકવાર જો એ લોકો વહુને અહીં લાવી શક્યા તો આપણી બધી આશાઓ પાણીમાં મળી જશે: પણ અમલ વહુને લાવે નહિ, એનું મોઢું પણ ન જુએ, તો પછી એને બાળકો થશે નહિ. અને અમલે ફરીવાર લગ્ન ન કરવાનો પાકો નિર્ણય કર્યો છે. આમ તો એ આદર્શવાદી છે! તેથીજ કહું છું તમારે હજી એકવાર ફાસલો નાખવો પડશે. જેથી કલેશ ઉગ્ર રૂપમાં વધી પડે. સમજ્યા?"

"એ તે કંઈ કહેવું પડે! મારા જીવતાં એ કશું બની શકશે નહિ. ભગવાનની દયા છે! એ બંદોબસ્ત હું કરી લઈશ અત્યારે તો ઓલ્યા માસ્તરની જ ચિંતા છે."

મિ. સરકારે કહ્યું: "હવે એ જંગલી રાસ્કલને ચુપ કરવો એમાં તે શું? જુઓ, સુધાની સંપત્તિ આપણે બંને સમાન ભાગે વહેંચી લઈશું. અને અમલ પોતાની સંપત્તિ સુધાને

દાખી આપે એ બંદોબસ્ત હું કરી લઈશ. પણ એ પહેલાં સુધા મારી બને એ પ્રયત્ન કરવો પડશે. એકવાર એ ફાસલામાં આવ્યા પછી આપણો બેડો પાર છે!"

દયારામે વિસ્મિત થતાં કહ્યું: "કેમ, એ તો લગભગ નક્કી થઈ ગયું છે!"

મિ. સરકારે કહ્યું: "એક રીતે નક્કી ગઈ ગયું છે. એ કોઈ બાપના વચનને ઉથાપી શકે એમ નથી. પણ સુધાને આપ ઓળખતા નથી. હું છેલ્લા દિવસથી એની વિચારોની ગતિ જોઈને સમજી શક્યો છું. એનું મન જરા ચંચળ થયું હોય એમ લાગે છે. આ તરફ પેલા બ્લેગાર્ડ માસ્તરને ભારે છે...જો કે એના પ્રત્યે સુધાનો તિરસ્કાર છે. છતાં હું જોઈ શક્યો છું કે એ ફ્રુટના સામાન્ય વખાણ થતાં હોય ત્યારે સુધાનો ચહેરો આનંદથી થનગની ઉઠે છે. હમણાં હમણાં હું એ પણ જોઈ શક્યો છું કે માસ્તરની વાત નીકળે કે તરત એ રસપૂર્વક સાંભળવા માંડે છે. એ બધાં સીમટમ મને સારાં નથી લાગતાં. આપ શું કહો છો?"

દયારામે ખડખડાટ હસતાં કહ્યું: "રામ! રામ! રામ! તમે બધા કોલેજમાં ભણેલાઓ સ્ત્રીઓના મનને ન ઓળખી શકો. હે ભગવાન! ક્યાં સુધી રમત કરીશ? એ વાતમાં કશો માલ નથી, પણ સુધા તો મારી સહાયક છે. એ તો માસ્તરને જોવા પણ રાજી નથી. એણે તો મને ઘણીવાર કહ્યું છે કે માસ્તરને અહીંથી દૂર કરો."

મિ. સરકારને નિરાંત થઈ. દયારામ જેવો માનસ–શાસ્ત્રી જ્યારે આ પ્રમાણે અભયવાણી કહે ત્યારે શંકા શા માટે?

દયારામે પુનઃ કહ્યું: "છતાં એ માસ્તર સારો માણસ નથી. કાળા નાગ જેવો છે. દેખાવમાં સુંદર પણ અંદરથી વિષ ભર્યો છે, પણ હું એનો મદારી છું. થોડા જ દિવસોમાં એનું ઝેર કાઢી નાંખીશ."

મિ. સરકારે વ્યસ્ત ભાવે કહ્યું : "એ કોણ છે? બારી પાસે કંઈક અવાજ થયો ને? બાજૂના ખંડમાં કોણ છે? એ લોકો શું આ તરફ આવી રહ્યા છે?" આટલું કહીને તેણે મોઢા પર વસ્ત્ર ઢાંકી દીધું. દયારામે હસીને કહ્યું: "આટલો બધો ભય શા માટે રાખો છો? બારી બારણાં તો બંધ છે! બીજું કંઈ કહેવાનું છે?"

મિ. સરકારે કહ્યું: "ના, ખાસ કંઈ નથી. પણ અમલનાં વાઇફની વાત સ્મરણમાં રાખજો. ભગવાને દયા કરીને આપણી સામે સુખ મૂક્યું છે તો શા માટે ન સ્વીકારવું? હા, ડેમઇટ! એક વાત રહી ગઈ. નિતુ ગાંડીનો મને ખૂબ ડર લાગે છે. તે દિવસે રસ્તામાં મળી હતી ને મારા પ્રાણ ઊડી ગયા હતા! એ કંઈ જાણી શકતી નથી ને?"

દયારામે કહ્યું: "રામ! રામ! એનો મગજ શું ઠેકાણે છે? ઈ રાંડ મારી સામે પણ તાકીને જૂવે છે, એથી શું?"

મિ. સરકારે અતિધીર સ્વરે કહ્યું: "એનો તો કશો પત્તો નથી મળ્યો ને?"

"ના એનો કશો પત્તો નથી. કદાચ વેશ્યા થઈ ગઈ હશે, અથવા મરી ગઈ હશે. ભગવાન! તારો આશરો છે!"

મિ. સરકારે કહ્યું: "હં, અને અલુ ડોશીએ શું કર્યું?"

"આ વખતે ઈ રાંડ કાંઈ કરી શકો નથી."

"પણ શા માટે ન કરી શકી? શું પૈસા માટે કહેતી હતી? એને પૈસા મળ્યા કરશે, તમે કહ્યું હતું?"

"એકસો રોકડા અને છોકરી માટે બે ઘરેણાં, બાબુજી આ ઘરમાં કેટલી રમતો રમાઈ ગઈ એ તો તમે જાણો છો. અત્યારે તો એ છોકરી સામો ભય બતાવે છે!"

"ભય દેખાડે છે? હલકા ઘરની છોકરી પૈસા ચાહે છે? ડેમ ઈટ! સ્ટ્રેંજ!"

"ભય શું! જુવાન છે તે જરા ગરમ છે. પણ કાલે અમાવાસ્યાની રાત્રિએ એને હું આ ઘરમાં ઉઠાવી લાવીશ. તમે નિશ્ચિંત રહો. ત્યારપછી જે કરવું હશે તે કરી શકાશે." દયા-રામના નેત્રો જાણે સળગી ઊઠયાં.

મિ. સરકાર ચારે તરફ નજર કરીને ધીરે ધીરે બહાર ચાલ્યા ગયા.

મિ. સરકારના ગયા પછી દયારામે પોતાના માણસો સાથે કેટલીક ખાનગી વાતો કરી. એમાં કોઈને અમાસની રાત્રિએ ઉડાવી લાવવાની અને કોઈ માણસની ગુપ્ત હત્યા કરવાની વાત હતી.

બધાના ગયા પછી બે માણસો મકાનની પાછળની ઝાડી-માંથી નીકળ્યા. એક જણે ધીરે ધીરે કહ્યું: "કેમ દેરાજ ભાઈ, શયતાનની ચાલબાજી સાંભળીને?"

"ઈ સાલાની આંખો ન ઉઘાડી નાખું તો મારું નામ..." દેરાજ વધુ બોલે એ પહેલાં જ, હારાણે એનો હાથ પકડતાં કહ્યું: "ચૂપ, ઈ નીચના માણસો ભૂત માફક ચારેકાર ભમે છે. ચાલો આપણે માસ્તર સાહેબ પાસે જઈને બધી વાત કહીએ. કદાચ કંઈક ઉપાય બતાવે."

દેરાજ મૌનભાવે ચાલવા માંડ્યો. હારાણે ઘડીભરના મૌન પછી કહ્યું: "બાબુજીને આપણે ગમે તે ભોગે બચાવી લેવા જોઈએ."

"અરે, આ કલેજાનું લોહી આપીશ. કોની મગદૂર છે કે બાબુજીને હાથ અડાડી શકે?" કહીને દેરાજે પોતાની વિશાળ છાતી પર હાથ મૂક્યો.

# ૧૧

સુધાનું મન આજકાલ ખૂબ અશાન્ત રહેતું. આટલું અશાન્ત કદી બન્યું નહોતું. તે સ્વભાવથી ધીર, સ્થિર, શાંત અને ગંભીર હતી. યૌવનની ચપળતા ભાગ્યે જ જણાતી. પણ અત્યારે તે શા માટે ચંચળ બની ગઈ છે, તે કોણ જાણે!

એનું ધીર ગંભિર મન—નારી મર્યાદા—જ્ઞાનના ગર્વથી એકાદ અન્યાય સામે ધીરે ધીરે વિદ્રોહી બની જતી. આટલા દિવસો સુધી એને તે અન્યાય નહોતી માનતી, અત્યારે માને છે. શા માટે?

તે શરમાળ, કર્તવ્ય પરાયણ અને વડિલોની આજ્ઞાનું પાલન કરનારી હતી. તો પછી પિતાજીએ નાનપણથી એને વાગ્દત્તા શા માટે કરી રાખી છે? તે શું પ્રાણહીન જડ પુતળી છે? એનામાં શું જરાયે વ્યક્તિત્વ નથી? સારા નરસાનો વિચાર કરવાની શું શક્તિ નથી? આ પ્રશ્નો હમણાં હમણાં તેને મૂંઝવી રહ્યા હતા. આ પ્રશ્નો પરત્વે તે ખૂબ વિચાર કરતી ત્યારે તેની વિવેકશક્તિ પોકારી ઉઠતી કે તેના પ્રત્યે ઘોર અન્યાય થાય છે.

છતાં પણ તે પોતાની જાતને સમજાવી લેતી, પણ ભાગ્યને માનવા તૈયાર નહોતી થતી.

સુધાના મનની આ સ્થિતિ હતી ત્યારે નિતુ ગાંડીના ભયથી થડકી ઉઠેલા મિ. સરકાર કલકત્તા ચાલ્યા ગયા. સુધાનું મન વધુ ચંચળ બન્યું–વધુ વિદ્રોહી થયું. જે સમયે મિ. સરકારની પાસે રહેવાની ફરજ હતી ત્યારે જ તે વિદાય થયા.

મનની આ વેદના કોને કહેવી? માતા હતી નહિ. માસીબા સમક્ષ આ પ્રશ્નો ચર્ચી શકાય નહિ. મોટાભાઈ અમલ કુમાર તો પુરુષ છે–સંસારના આ બધા પ્રશ્નોમાં એ માથું મારી શકે તેમ નહોતા. એટલે સુધાના મનને શાંતિ આપે એવી કોઈ સ્નેહાળ વ્યક્તિ હતી નહિ. આના લીધે એની માનસિક મૂંઝવણ મનમાં ને મનમાં વધતી રહી અને પરિણામે એ વધુ વિરક્ત થવા માંડી.

બરાબર આ સમયે તેણે સાંભળ્યું કે, માસ્તરે પ્રજામાં બેદિલી ફેલાવી દીધી છે અને જમીનદારીની સાંકળના મંકોડા ઢીલા કરવા માંડયા છે. માસ્તરના સહવાસથી નીચ લોકો ઉચ્ચ થવાની અભિલાષા સેવે છે. મૂંગા પ્રજાજનોમાં વાણી પ્રગટે છે. લોકો પોતાના હક્ક પ્રાપ્ત કરવા માટે એક થઈ રહ્યા છે. દયાકાકાએ જ્યારે સમજાવ્યું કે આ માસ્તર જમીનદારીમાં ઉલટ પાલટ કરે છે, અસ્પૃશ્યને સ્પૃશ્ય બનાવે છે, અધમને ઉત્તમના આસને બેસાડે છે, ત્યારે સુધાના વિરક્ત મનની સઘળી જ્વાળા સૌરિન પર પડી. સૌરિનની સ્પર્ધા કંઈ સામાન્ય નથી! કોણ જાણે ક્યાંનો એ અજાણ્યો રખડુ આવીને જમીનદારીના સ્વાર્થ સામે ખડો થયો છે? સુધાએ નક્કી કર્યું, આ ઉદ્ધત માસ્તર-

ને એક દિવસે પોતે ઉચિત સજા કરશે—એથી એના મનને આઘાત લાગે તો પણ કંઈ હરકત નહિ.

એક દિવસે આ સુયોગ ઉપસ્થિત થયો. સાંજના વખતે તે માસીબા સાથે એક જ્ઞાતિકન્યાની નરમ તબિયત જોઈને ઘેર પાછી ફરતી હતી. એક માણસ સામી દિશાએથી આવતો હતો. એ એનો જ પ્રજાજન હતો. પહેલાં જમીનદારના ઘરના કોઈપણ માણસને જોઈને આવા માણસો જમીન સુધી મસ્તક નમાવીને નમસ્કાર કરતા અને માર્ગ વચ્ચેથી ઘણે દૂર જઈને ઉભા રહેતા. પરંતુ આજે એક સામાન્ય વણકરના પુત્રે હળવા નમસ્કાર કર્યા—માર્ગ ન તારવ્યો. જે ભાવે તે ચાલ્યો જતો હતો તે જ ભાવે ચાલ્યો ગયો. ધન મદ અને વંશ ગૌરવની કલગી વાળી સુધા આ જોઈને એકદમ ક્રોધિત બની ગઈ—પણ તે નીરવ રહી.

પણ જૂના જમાનાના માસીબા મૌન ન રહ્યાં. તે બોલ્યા: "જોયું, સુધા! આ બધા હલકા લોકો કેટલા ચડી ગયા છે? જાણે કોઈ જાતની મર્યાદા વગર પડખે થઈને જ ચાલ્યો ગયો. તે દિવસે એક મુસલમાન ખેડૂત આપણા માણસો પાસેથી કેદી છીનવી લેવા તૈયાર થયો હતો. આ બધું શું થઈ ગયું છે? તે દિવસે અમલે દયાકાકાને પોલીસ કચેરીએ જતા અટકાવીને સારું નથી કર્યું."

સુધા માત્ર એટલું જ બોલી: "આ બધા લોકો પહેલાં આવા નહોતા."

માસીબાએ કહ્યું: "પહેલાં દેશમાં આવી ધાંધલ નહોતી થતી. લોક જેમ હતા તેમ રહેતા."

સુધાએ ક્રોધ કંપિત સ્વરે કહ્યું: "પહેલાં દેશમાં હલકા લોકોને બહેકાવવા માટે કોઈ ગુરુ મહાશય આવ્યા નહોતા!"

પાછળથી એક નવજવાને પ્રશ્ન કર્યો: "જો ક્ષમા કરો તો એક પ્રશ્ન પૂછું—આપ હલકા લોકો કોને કહો છો?"

બંનેએ ચમકીને પાછળ ફરીને જોયું તો 'ગુરૂ મહાશય' ના નામે જે ટીકા થતી હતી તે જ સૌરિન્દ્ર પ્રશ્ન કરતો હતો.

સુધા નીરવ રહી. પણ તેના નયને વદને ક્રોધની જ્વાળા ફેલાવા માંડી. માસીબાએ કહ્યું: "હલકા લોકો બીજા કોણ? નીચ એ નીચ છે."

સૌરિને કહ્યું: "આપ ક્ષમા કરજો. મારા સંબંધે જ વાત થતી હતી એટલે મારા પક્ષની પણ બે વાત સાંભળવી પડશે. ભગવાનના રાજ્યમાં દરેક મનુષ્યો વસે છે તો પછી નાના મોટા, નીચ ઉચ્ચ શા માટે હોય?'

માસીબાએ કહ્યું: "વાહ, આ તો ભારે વાત! શું કોઈ દેશમાં નીચ ઉંચ છે જ નહિ? પાંચ આંગળીઓ શું સરખી હોય છે? સહુ સમાન હોત તો પૃથ્વી ચાલત નહિ."

સૌરિને કહ્યું: "ચાલત કે ન ચાલત, એનું પ્રમાણ હજી સુધી મળી શક્યું નથી. એ હોઈ શકે કે કોઈની સ્થિતિ સારી હોય, કોઈની નબળી હોય; પરંતુ દરેકને હૃદય જેવી એક વસ્તુ હોય છે."

આટલીવાર પછી સુધા વચ્ચે બોલી. એની વાણીમાં ક્રોધ હતો: "એક માર્ગનો રખડુ અને એક શિક્ષિત ખાનદાન શું સમાન છે? હમણા જે માણસ અમને ઘસાઈને ચાલ્યો ગયો, જેનામાં બાજૂમાં તરી જવા પૂરતી મર્યાદા પણ નહોતી, એ માણસ

અને અહીંની નિશાળના માસ્તર બંને શું સમાન છે?"

શબ્દોમાં કેવો શ્લેષ અને ઘૃણા ભરી હતી, તે સૌરિન સમજી ગયો. છતાં પણ તે શાન્ત ભાવે બોલ્યો : "શા માટે સમાન નહિ? એ દરિદ્ર અને અભણ હોઈ શકે છે. પણ એના હાડમાંસ વચ્ચે હૃદય જેવી એક ચીજ છૂપાયેલી છે, એ તો આપ પણ કબૂલ કરશો."

સુધાએ ઉત્તેજીત સ્વરે કહ્યું: "એનું હૃદય અને આપનું હૃદય શું સમાન છે?"

સૌરિને હસીને કહ્યું: "બનારસી બ્લાઉઝની પાછળ હૃદયનો જે થડકાર થાય છે, તે એકાદ ખડબચડા કપડા પાછળ છૂપાયેલા હૃદયને નથી થતો, એવું પ્રમાણ હજી સુધી મળી શક્યું નથી. મોટરમાં બેસનારા અને રાજમહેલોમાં રહેનારા લોકોને સુખ–દુઃખ, આશા–આકાંક્ષા વગેરેનો અનુભવ થાય છે, તેમ તૂટેલી ઝૂંપડીમાં રહેનારા અને કાળી મજૂરી કરનારા લોકોને અનુભવ નથી થતો એમ કેવી રીતે કહી શકાય?"

સુધા ખૂબ આવેશમાં ક્રોધિત થઈને બોલી: "તેથી જ આપ સહુને જમીનદારની બરોબરી કરવાનો ઉપદેશ આપીને પ્રજામાં વિદ્રોહ કરી રહ્યા છો કેમ? જમીનદાર અને પ્રજામાં કશો તફાવત નથી એમ કહેવા માગો છો?"

સૌરિન એકાએક ગંભિર બની ગયો. તે ઘડીભર નીરવ રહીને બોલ્યો: "આપ મને બરોબર સમજી શક્યા નથી. તફાવત નથી એવી વાત હું કદી મારે મોઢેથી બોલ્યો નથી. પણ એ તફાવત અવસ્થા અને ગૌરવનો છે, મનનો નથી. આ સ્થાને તો દરેક માણસો સમાન છે."

સુધાએ કહ્યું : "સ્થિતિનો ભેદ તો આપ સ્વીકારો છો. તો પછી જે જે સ્થિતિમાં જે જે લોકો રહેતા હોય તે તે સ્થિતિમાં રહેવું એ શું સારૂં નથી ?"

સૌરિને કહ્યું : "ના. પોતાની સ્થિતિના પરિવર્તનનો, પોતાની ઉન્નતિનો પ્રયત્ન સહુ કરી શકે છે. એમાં માણસની રચેલી નિયમોની સાંકળ શા માટે લાવવી જોઈએ ? શા માટે કૃત્રિમ કાયદાના ઓથે કોઈની પ્રગતિને રુંધવી જોઈએ ? એમાં શો લાભ હતો ?"

સુધાએ કહ્યું : "ત્યારે નુકશાન પણ શું હતું ? જગત આ રીતે જ ચાલ્યું આવે છે. દરેક સમાજમાં ઉચ્ચ નીચ છે. કોઈ સ્થળે વંશ મર્યાદા, કોઈ સ્થળે અર્થ મર્યાદા, કોઈ સ્થળે જ્ઞાન મર્યાદા અને કોઈ સ્થળે અધિકાર મર્યાદામાં, નાના મોટા ઉચ્ચ–નીચના ભેદો રહેલા છે. આ બધાને ઉંચે ચડાવવા માગો છો ? માત્ર કહેવાથી જ શું એક નિશ્વાસમાં એ બધા ઉંચે ચડી જશે ? અને એમ થશે તો સમાજનું બંધારણ નભી શકશે ?"

સૌરિને કહ્યું : "શા માટે નહિ નભી શકે ?"

સુધાએ ઉત્તર આપ્યો : "જે ચોર છે એ ચોરીને સારી માને છે, કારણ કે એથી એ સહજમાં પોતાના ઉદરનું પોષણ મેળવી શકે છે. એથી શું ચોરી સારી છે ? સમાજ તો એમ કહેતો નથી. કહેત તો કાયદાઓ કરીને ચોરને સજા કરવામાં ન આવત. જેથી સમાજનું અહિત થાય છે, એ કાર્ય સમાજ કરવા ન દે, કરવા દે તો બંધારણ ટકે નહિ."

સૌરિને હસીને કહ્યું : "આપની દલિલ વ્યાજબી નથી.

ચોરી એ પાપ છે, પ્રગતિ એ પાપ નથી. આપ મોટરમાં બેસીને મહાલો છો એ કોના પરિશ્રમે?"

સૌરિન જેટલો ઠંડો થઈને વાત કરતો હતો, સુધા તેટલી જ ગરમ બની જતી. તે ક્રોધ સહીત બોલી : "અમે મોટરમાં મહાલીએ કે રાજ મહેલમાં...એથી એ સુખ બીજાની આંખમાં શા માટે ખટકે છે? ચાલો માસીબા!" આટલું કહીને સુધા માસીબાની અપેક્ષા રાખ્યા વગર સડસડાટ ચાલતી થઈ. માસીબા પણ "ઉભી રહે બેન, દોડીશ નહિ." એમ કહેતાં એમની પાછળ ચાલ્યા.

સૌરિન્દ્રમોહન ઘડીભર ક્રોધથી ઉતાવળાં પગલાં પાડતી સુધા તરફ જોઈ રહ્યો. ત્યાર પછી તે પોતાના મનથી હસી પડ્યો અને બાજૂના એક અશોક વૃક્ષની ડાળી તોડીને તેના ટૂકડા કરતો કરતો વણકર મહોલ્લા તરફ ચાલતો થયો.

# ૧૨

**આજે** સૌરિનના સામે વિષમ શમસ્યા ખડી થઈ છે. તેણે જ્યારે હારાણ અને દેરાજના મોઢેથી સાંભળ્યું કે, હારાણની વિધવા કન્યાને બળપૂર્વક મૈત્રબાગમાં ઉપાડી જવાનું કાવત્રું રચાયું છે, ત્યારે તેણે પ્રથમ તો આ વાત પર વિશ્વાસ જ ન કર્યો. તેણે એક દિવસે ટુનીની બદમાસોના હાથથી રક્ષા કરી હતી, એ વાત સાચી. પણ ગામ વચ્ચેથી કોઈ ગૃહસ્થની કન્યાને બળપૂર્વક ઉઠાવી જઈ શકે, એવું તે માની શકતો નહિ. આ કાર્યની સંપૂર્ણ તપાસ કરવા માટે તે તરત મેનેજર પાસે જવા તૈયાર થયેલો, પણ હારાણે એને રોકતાં કહ્યું : "બાબુજી! આમ ઉતાવળ ન કરો. આ તો હાથે કરીને સાપના દર પર પગ મૂકવા જેવું થશે. અને દયારામ પણ સાવધ થઈ જશે, અને પછી કોઈ સમયે આપણે કાંઈ જાણશું નહિ, એવી રીતે એ મારો સર્વનાશ કરી નાખશે. એ કરતાં આજ અમે મૈત્રબાગમાં છૂપાઈ રહીએ — હું ને દેરાજ તો છીએ, કહો તો બીજા બે ચાર જણાને લેતા જઈએ. એકવાર એની ચાલબાજીને પકડી

શકીએ તો એના હાડમાંસ એક કરી નાખશું. શું કહે છે દેરાજ ?"

દેરાજે ક્રોધ ભર્યા વદને કહ્યું: "બાબુજી ! હુકમ કરો એટલીવાર છે. એ નીચને મારા દાદા પાસે એક ઘડીમાં પહોંચાડી દઉં !"

સૌરિને વિરક્ત થતાં કહ્યું: "આહ, તું ધીરો થા દેરાજ ! આમ કહીને તું નકામી વાત કાઢી ન નાખ. પહેલાં એને પકડી પાડો, પછી ગાળ દો. હું કહું છું કે આપણે પોલીસમાં ખબર દઈએ તો ?"

હારાણે વ્યસ્ત ભાવે કહ્યું: "ના બાબુજી, એમ કરશો નહિ. આ ઇલાકામાં તો દયારામ જ સર્વસ્વ છે. પોલીસને ખબર મોકલશો એટલે દયારામના કાને પ્રથમ વાત પહોંચશે; અને પછી તો બધી રમત ઉલટ પાલટ થઈ જશે."

દેરાજે પણ આ વાતમાં સૂર પૂરાવતાં કહ્યું: "તમે આટલા દિવસોથી ગામમાં રહો છો, છતાં પણ સમજી શક્યા નથી ? દયારામ તો પોલીસનો પણ દાદો છે. આખું થાણું એના ઇશારા પર નાચે છે."

સૌરિન સામે વિકટ પ્રશ્ન ખડો થયો. ક્યા માર્ગે જવું ? કાયદો પોતાના હાથમાં લેવો, કે પોલીસને ખબર દેવી ? દેરાજ જેવા નિરક્ષર અને ઘડીકમાં ઉગ્ર બની જતા માણસના હાથમાં શું આ કાર્યનો ભાર મૂકી શકાય ? ઘડીક આ પ્રશ્નો પર વિચાર કરીને સૌરિને કહ્યું: "જુઓ, તમારી વાતનો હું સ્વીકાર કરું છું. પણ ઘરની અંદર હું જઈશ. તમે બંને બાગમાં છૂપાઈ રહેજો. જરૂર પડશે તો અંદર બોલાવીશ. અન્ય કોઈને સાથે લેવાની જરૂર નથી."

હારાણે ચમકીને કહ્યું : “ આપ આ શું કહો છો ? વાઘના મોઢા સામે આપ એકલા જાઓ અને અમે બહાર છૂપાઈ રહીએ કેમ ? ના એ નહિ બને, કદી નહિ બને. ”

દેરાજે કહ્યું : “ એવું તે બને ! ભગવાને મને આ બે હાથ શા માટે આપ્યા છે ? ”

સૌરિને દઢ સ્વરે કહ્યું : “ તો પછી આ કામમાં મારો સહકાર નથી. હું પોલીસને ખબર આપી દઈશ. ”

હારાણ સૌરિનને બરોબર ઓળખતો હતો, એટલે તેણે કશો વિરોધ ન કરતાં કહ્યું : “ ભલે, આપને યોગ્ય લાગે તેમ કરો. અમે એમાં રાજી છીએ. અમે તો ગમાર રહ્યા. અમે શું સમજીયે ? ”

સૌરિને કહ્યું : “ સારું, ત્યારે એમ જ કરશું. આજ સંધ્યા પછી મને મળજો. હં, અને એક બીજું પણ કામ કરવાનું રહે છે. ટુનીને આજે ઘર બહાર ન જવા દેવી. ઘર ફરતો આપણે મજબૂત ચોકી પહેરો રાખવો. રાતના વખતે હું પણ ત્યાં રહીશ. એટલે કોઈના ઘરમાંથી એ લોકો નહિ ઉઠાવી શકે. ”

આ વખતે દેરાજ બોલ્યો : “ આપ એ બદમાશની શયતાનિયત સમજ્યા નથી. પહેરો દો કે ન દો એથી શું થવાનું હતું ? એ કંઈ ઘરમાં પ્રવેશ કરીને નહિ ઉઠાવી જાય. પણ આપણે એ શયતાનને પછી પકડી શકીશું કેવી રીતે ? ”

સૌરિને ઘડીક વિચાર કરીને કહ્યું : “ સારું, તો ભલે, ટુનીને એના હાથમાં સપડાવા દો. પણ...પણ... ”

હારાણ વચ્ચે જ બોલ્યો : “ આપ કશી ચિંતા કરશો નહિ. દીકરી મારી છે. હું જ્યારે કહું છું, પછી શું ? એ લોકો વાટે-

—ધાટે અપમાન તો કરે જ છે. તે દિવસે આપે એને બચાવી હતી. આ વખતે ભલે દુનીને ઉઠાવી જાય, એટલે એક વાતનો ચોખ થઈ જાય. આમ ભયના માર્યાં પડ્યા રહીને ગામમાં ક્યાં સુધી રહી શકાય? અને જો એ નીચ પકડાઈ જાય તો બધી વાત જમીનદારને કહી શકાશે. ગમે તેમ તોયે જમીનદાર એ માબાપ છે. સાચી વાત સાંભળીને જરૂર એ હરામખોરને ગામમાંથી તગડી મૂકશે."

સૌરિન આખી વાત સમજી ગયો. હારાણુ અને દેરાજના ચાલ્યા ગયા પછી પણ આ પ્રશ્ન તેના મનમાં ઘણીવાર સુધી અથડાયા કર્યો. અમલ તો નામનો જ જમીનદાર છે. સાચો જમીનદાર મુખોપાધ્યાય છે. દયારામનો પ્રતાપ આસપાસના ગામોમાં પણ એટલો ફેલાયેલો છે કે કોઈપણ માણસ એની સામે ઉંચી આંગળી કરી શકે તેમ નથી. જમીનદાર પણ એના વશમાં છે. દયારામની વાતને વેદવાક્ય માફક માને છે. પોતાના કુટુંબના પરમ ઉપકારી તરીકે પીછાણે છે. પોલીસખાતું પણ દયારામનું પાળેલું છે, એના સેંકડો અનાચારો સામે એક હરફ કોઈ બોલી શકે તેમ નથી. તેમ એના વિરુદ્ધ કોઈ પણ માણસ કાયદેસર પગલાં લઈ શકે તેમ નથી. કારણ કે પુરાવા મળવા ઘણા કઠણ છે; અને પુરાવા મળે તો પણ વિશ્વાસ કોણ કરે? દેરાજ ગાજીએ જમીનદારના માણસો સાથે સામાન્ય વિવાદ કર્યો અને લાઠી ખાધી એ જરૂર દાવો માંડી શકે, પણ એનું સાંભળે કોણ? પુરાવા લાવે ક્યાંથી! હારાણુની પુત્રીને પકડવાની જાળ સામે ગામના કોઈ માણસો પ્રયત્ન કરી શકે એમ નથી. ગ્રામજનતાના હૈયાં અત્યચારોથી દબાઈ ગયાં છે. લોકો સામે ત્રાસનો દાવાનળ સળગે છે — લોકો શું કરી શકે? અત્યાચારીઓ ગમે તે જુલ્મો ગૂજારી શકે છે, છતાં પણ લોકો

જાણે ટેવાઈ ગયા છે. આમાંથી આ જનતાને કોણ મુક્ત કરાવી શકે? સૌરિનની સામે આવા અનંત પ્રશ્નો ઉભા થવા માંડ્યા. ગામડાના લોકોને હજી એના એ અંધકારમાં દાટી રાખવામાં આવ્યા છે. એના હૈયાની સહાનુભૂતિને ચગદી નાખવામાં આવી છે. કરવેરાના પ્રચંડ બોજા તળે એમની કમ્મર તોડી નાખવામાં આવી છે. ગામડાના લોકોનો એક માલિક નથી, પણ અનેક માલિકો છેઃ જમીનદાર, કામદાર, હવાલદાર, દાણી, પટાવાળા, કારકુનો, પોલીસ અમલદારો, નાનામાં નાના પોલીસો. અરે, જમીનદાર કે રાજાના પાળેલાં કુતરાંઓ પણ ગામડાના લોકો પર અમલદારી ભોગવી શકે છે. હિંદનું ગામડું આવી અનેક જળોથી ચૂસાઈ રહ્યું છે. એ બિચારા કંગાલ લોકો કોની હુંફ મેળવીને ઉભા થઈ શકે? કાળા સાપના કુંડાળા વચ્ચે સપડાયેલા ગરીબ લોકો સામે એક નહિ પણ લાખ લાખ ફેણો મંડાયેલી છે. એની કાંધ પર ચારે તરફથી ઘણ મારવામાં આવે છે! આ જનતાનું શું થાય?

•

સૌરિનના હૈયામાં ભારે તોફાન મચ્યું. શું કરવું? આ પ્રશ્ન માટે શું કરવું? પોતે તો એક અજાણ્યો વિદેશી છે. અત્યાચારના વિરાટ માતંગ સામે પોતે એકલો કેવી રીતે ફાળ ભરી શકે? એવો કોણ ભગીરથ છે કે જે મુક્તિનો શંખ બજાવી ગંગાની પવિત્ર ધીરગંભીર ધારા વહાવે અને આવા માતંગોને જડમૂળથી ઉખેડીને ઉપાડી જાય?

વિચારતાં વિચારતાં સૌરિન તન્મય બની ગયો હતો. એ તન્મયતા વચ્ચે તેના માનસ સરોવરમાં એક મુખ કમળ ખીલી ઉઠ્યું. એ મુખ કમળ જોઈને જાણે શાન્તિનો માર્ગ

મળ્યો. જાણે કોયડાનો ઉકલ લાધ્યો. તેજથી દેદીપ્યમાન બનેલા એ ગર્વિત વદન પર સ્ત્રી સુલભ લાગણી– દયા, કોમળતા, મધુરતા, ગાંભિર્ય, સ્થિરતા અને ન્યાય પ્રિયતા જાણે પ્રકાશી રહેલ છે. પોતા પ્રત્યે આ નારી અપ્રસન્ન છે એ સાચું, પણ એથી શો બાદ? પોતે તો પરદેશી છે. બે દિવસ પછી તો આ ગામ છોડીને બીજે ચાલ્યા જવાનું છે. પરંતુ જે ગ્રામવાસી છે, જે એની પ્રજા છે, જે લોકો એના પોતાના બનેલા છે, જે લોકો એની જ દયા અને મમતા સામે જોઈને ન્યાયની આશાએ જીવી રહ્યા છે. શું એલોકોના સુખ–દુઃખ સામે સુધાકુમારી જરાયે દ્રષ્ટિ નહિ કરે? સુધા જમીનદારની કન્યા છે. વંશ અને ધનના ગૌરવથી ગર્વિત બનેલી છે. છતાં પણ એ નારી છે. એ આંખમાં કદી અત્યાચાર નહિ પૂરાઈ શકે...એ આંખમાં તો માતૃત્વ જ ઝળકતું હશે. એના લાખ વૈભવ વચ્ચે પણ એ પ્રજાના દર્દ સામે જરૂર દષ્ટિ કરશે...એ નારી છે...!

ઉત્તેજના વશ બનીને સૌરિન્દ્રમોહન ઊભો થઇ ગયો. પરંતુ વળતી જ પળે ભાંગેલા હૈયે તે એક નિશ્વાસ નાખીને ધરતી પર બેસી ગયો. પોતે આ કેવી આશા સેવી રહ્યો છે? વંશ, ધન, સંસ્કાર અને રૂપના ગર્વથી ઉન્નત મસ્તક રાખીને ઊભી રહેલી સુધાએ એક કંગાલ વિધવાની દર્દભરી કહાણીને પણ સાચી ન માની; પુરાવાનો અભાવ કહીને ટુનીને અપમાનિત કરી, એ સુધા પાસે પોતે કયા આધારે દાવો રજૂ કરી શકે? અને બદલામાં અપમાન ન મળે એની શી ખાત્રી?

ઓહ્, શું કરવું ? ગર્વથી ગૂંગળાઈ રહેલા એ નારી હૃદયને ક્યારે દૃષ્ટિ મળશે... ?

ના, અન્ય કોઈ માર્ગ નથી, હારાણે જે રસ્તો દેખાડ્યો છે, એ સિવાય અન્ય કોઈ ઉત્તમ માર્ગ નથી. એજ માર્ગે કાર્ય કરવું ઉચિત છે.

# ૧૩

ગરમ મિજાજ સાથે મિ. સરકાર કલકત્તામાં પોતાને ઘેર આવ્યા. ઘેર આવીને એમણે જે કંઈ જોયું, એથી એમનો ગરમ મિજાજ વધુ ગરમ બની ગયો. મિ. સરકાર માટે ગરમ બની જવું એ કંઈ આશ્ચર્ય પામવા જેવું નહોતું. પોતે અગાઉથી સમાચાર મોકલાવ્યા વગર આવેલા હોવાથી, સ્ટેશન પર એમની મોટર આવેલી નહિ. ભાડૂતી ગાડીમાં એકાએક ઘેર આવ્યા. ત્યારે દરવાજા પાસે જ દરવાને ભજન મંડળી એકઠી કરીને 'રઘુપતિ રાઘવ રાજા રામ'ની ધૂન જમાવેલી. દરવાજા પાસે રૌદ્રવેશે આવતાં જ દાયરો ધડકી ઉઠ્યો. દરવાન ધ્રૂજવા માંડ્યો. ઢોલક, મજીરા ને કરતાલ લઈને આવેલા સાથીદારો સડસડાટ ચાલ્યા ગયા.

મિ. સરકાર ક્રોધ કંપિત સ્વરે બોલી ઊઠ્યા : "કેમ સુવર, આ બધું તોફાન અહીં શા માટે ?"

દરવાન બિચારો ગરીબ હતો. પ્રાણ કરતાં નોકરીને વધુ ચાહતો. હાથ જોડીને તે બોલ્યો : "હજુર ગરીબ પરવર..."

મિ. સરકારે ક્રોધ સહ કહ્યું : " ડૅમ ચોર હજુર, પરવર... ખાનસામો ક્યાં ગયો છે? જલદી ઉપર મોકલી આપ."

ઉત્તરની રાહ જોયા વગર મિ. સરકાર સડસડાટ મકાન પર ગયા અને દાદર ચડવા માંડયા.

ઉપર કોઈ માણસ નહોતું. ડ્રોઈંગરૂમને તાળું લગાવ્યું હતું. બાથ રૂમ, બાજુના ખંડો વગેરે દરેક સ્થળે તાળાં લગાવ્યાં હતાં. કોઈ ખાનસામો હાજર નહોતો. એટલે તેમણે ગેલેરીમાં આવીને ચિત્કાર કર્યો : " દરવાન, એ દરવાન..."

નીચેથી અવાજ આવ્યો : " મહારાજ..."

મિ. સરકાર વિશેષ ક્રોધિત થયા. બોલ્યા : " મહારાજ! બેવકૂફ ! ડોકરો! હરીયો, લાલીઓ કોઈ મર્યા છે કે નહિ? નાલાયકો! એ બધા ક્યાં ગયા છે?"

દરવાને મહાભય સાથે ધ્રૂજતા સ્વરે હાથ જોડીને કહ્યું: " હજુર–માલિક! એ બધા ગાંધી મીટીંગમાં ગયા છે."

મિ. સરકાર ગર્જના કરતા બોલ્યા : " મીટીંગ શેની?"

દરવાને ફરી કહ્યું : " હજુર, ગાંધી મીટીંગ."

વાત સાંભળીને સમજી જતાં મિ. સરકારના માથામાં જાણે આગ પ્રજ્વળી ઉઠી. તેઓ એકદમ ધડધડાટ કરતાં એક સાથે ત્રણચાર પગથિયાં ઉતરીને નીચે આવતાં આવતાં ચિત્કાર કરતાં બોલ્યા : " બહાર નીકળી જા, નાલાયક! અત્યારે ને અત્યારે, ચાલ્યો જા."

દરવાન એકદમ દોડ્યો. મિ. સરકાર તેની પાછળ પડ્યા. મકાનના દરવાજા પાસે પહોંચે તે પહેલાં જ એક અણધાર્યો બનાવ બની ગયો.

ફાટક સામે ભીડ જામી હતી. લત્તાનો ઈન્સપેક્ટર, જમાદાર, પહેરાવાળો વગેરે કેટલાક પોલીસના માણસો એક રસ્તાની ભિખારણને પકડીને મિ. સરકારના બંગલા તરફ હા હો કરતા આવી રહેલાં. સાથે રસ્તે જનારા લોકો પણ કંઈક જીજ્ઞાસા વૃતિથી આવેલા.

ઈન્સપેક્ટરે મિ. સરકાર સાથે યથા યોગ્ય સંભાષણ કરીને પ્રશ્ન કર્યો: "શું આપ જ મિ. સરકાર છો? દાક્તર અજીતબાબુના મિત્ર?"

પોલીસને જોઈને મિ. સરકાર જેટલા વિસ્મિત થયા હતા તેટલા જ ભયભિત થયેલા. પરંતુ એ ભાવ મનમાં છૂપાવીને તેમણે ગંભિર વદને કહ્યું: "હા, કેમ?"

ઈન્સપેક્ટરે ખીસામાંથી એક ઘડિયાલ અને અછોડો બહાર કાઢીને કહ્યું: "ચાલો અંદર જઈએ. આ ઘડિયાલની ચોરીની તપાસ માટે આવેલો છું."

મિ. સરકારે ભદ્રતા સહ કહ્યું: "સારું, ચાલો. મારા દ્વારા ગવર્મેન્ટની કંઈ પણ સેવા થઈ શકશે તો હું આપને વંચિત નહિ કરું. ઘડિયાલ કોનું છે?"

ઈન્સપેક્ટરે ઘડિયાલ ને અછોડો દેખાડતાં કહ્યું: "આ માટે જ આ બધી ધાંધલ મચી છે. જુઓ જોઉં, આ ઘડિયાલ કોનું છે એ આપ ઓળખી શકો છો?"

મિ. સરકારે ઘડિયાલ હાથમાં લેતાં જ કહ્યું: "ઓહ્, આતો ડૉક્ટર અજીતનું ઘડિયાલ છે! ડાયલપર અજીતનું નામ પણ લખેલું છે ને! આ ઘડિયાલ આપને ક્યાંથી મળ્યું? શું આ ખોવાઈ ગયું હતું?"

ઈન્સપેકટરે મૃદુહાસ્ય સર કહ્યું: "બસ, હું આટલું જ જાણવા આવ્યો હતો. દાકતર સાહેબ તો પોતાને ગામ ગયેલા છે. એટલે માલ સહિત ચોરને લઈને આપની પાસે જ આવ્યો છું. આપ એમના મિત્ર છો એટલે ઘડિયાલને ઓળખી શકશો એ મારી ગણત્રી હતી."

મિ. સરકારે વિસ્મય પામતાં કહ્યું: "ચોર? ક્યાં છે ચોર?"

ઈન્સપેકટરે કહ્યું: "દરવાજા બહાર એક ભિખારણને રાખી છે, તે જ ચોર છે. અરે ધરમસિંહ, એ બાઈને અહીં લઈ આવ."

મિ. સરકાર ઈન્સપેકટર સાથે મકાનના વરંડામાં બેઠા.

થોડીવારે ધરમસિંહ ભિખારણને લઈને આવ્યો. ઇન્સ-પેકટરે કહ્યું: "બહારના લત્તામાં આ બાઇના મકાનમાંથી આ ઘડિયાલ મળી આવ્યું હતું. આનો જ સાથીદાર એક ચોરીમાં સપડાયેલ છે."

ઈન્સપેકટર વાત કરતો હતો અને મિ. સરકાર ફાટેલી આંખે ભિખારણ સામે જોઈ રહ્યા હતા. ભિખારણ પણ મિ. સરકાર સામે એક નજરે તાકી રહી હતી. મિ. સરકારના નયનો ધીરે ધીરે ભયભિત અને શંકા ભર્યાં થવા માંડ્યા. તેઓ ઈન્સપેકટરની કોઈ વાત સાંભળી શક્યા નહિ. ઈન્સપેકટરને આશ્ચર્ય થયું. તેણે મિ. સરકાર અને ભિખારણના ચહેરા પરનું ભાવ પરિવર્તન નિહાળ્યું. ભિખારણ મિ. સરકારના ચહેરા સામે જોઈને હળવું હસી રહી હતી. ઈન્સપેકટર આ અપૂર્વ રહસ્યનો મર્મ ન જાણતાં રુક્ષ સ્વરે બોલ્યો: "એ બાઈ, હસે છે શા માટે? શું જોઈ રહી છે?"

ભિખારણે આછા હાસ્ય કલવર સાથે કહ્યું: –"હું આ બાબુજીને જોઈ રહી છું. બાબુજી, મને ઓળખી શકો છો?"

બધા વિસ્મયથી અવાક્ બની ગયા. પહેરેદાર ધમકી આપીને ભિખારણને ખેંચીને બહાર લઈ જવા તૈયાર થયો. છતાં પણ ભિખારણ બોલી: "સાહેબ, પોલીસના પંજામાંથી બચાવી લેજો. નહિ તો – નહિ તો, સમજો છો ને?"

પહેરાવાળો ભિખારણને લઈને બહાર ચાલ્યો ગયો. મિ. સરકાર સૂનમૂન થઈને બેસી રહ્યા. ઈન્સપેક્ટર વિચારી રહ્યો હતો કે આ રહસ્ય સાગરમાં જાળ બિછાવીને કેવી રીતે મચ્છી પકડી શકાય?

## ૧૪

**ગામમાં** ખુલ્લી રીતે વાત ફેલાઈ ગઈ હતી, એવું નહોતું, તોય છાનામાનાં લોકોએ કાનોકાન સાંભળ્યું હતું કે મૈત્રબાગમાં અમાસની રાત્રિએ એક ઘટના બની ગઈ છે. અને આ ઘાટનામાં મુખ્ય દયારામ હતા. એ વાત પણ લોકોની સમજ બહાર ન રહી. દુઃખનો વિષય એ હતો કે જે લોકોના કાન સુધી આ વાત પહોંચવી જરૂરી હતી, જે લોકો ફરીવાર આવું ન થવા દે તેમ હતા, તે લોકોના કાન સુધી આ વાત ન પહોંચી શકી. અર્થાત્ જમીનદારના વિશાળ મકાનમાં આ વાત ન પ્રવેશી શકી.

સૌરિને આ વાત ચાહીને જમીનદાર સમક્ષ નહોતી કહી. ટુની, હારાણ અને દેરાજને પણ આ વાત પ્રગટ કરવાની સૌરિને મનાઈ કરી હતી. આ નિષેધ પાછળ એક એવું જરૂરી કારણ પણ હતું.

અમાસની રાત્રિએ જ્યારે સૌરિન મૂર્છાવશ ટુનીને બચાવી લાવેલો, ત્યારે ટુનીની મૂઠીમાં એક કાગળ હતો. આ કાગળમાં જ અનેક રહસ્ય છૂપાયેલ હતું.

ટુનીને બચાવવા માટે સૌરિનને કંઈ ખાસ કષ્ટ ઉઠાવવું પડયું નહોતું. હંમેશાં સંધ્યા સમયે ટુની નિમાઇનો તળાવે કપડા ધોવા જતી અને ઘેર આવતી. અમાસના દિવસે પણ તે નિત્ય નિયમ મુજબ ગયેલી. કપડાં ધોઈને ઘાટના પગથિયાં ઉપર આવતાં જ કોઈએ એકાએક આવીને તેના પર આક્રમણ કર્યું અને મોઢે ડૂચો દઈ દીધો; અને બરાબર વસ્ત્ર લપેટીને આક્રમણકારો ઊઠાવીને ચાલતા થયા. બાજુના જંગલમાં એ લોકો અદૃશ્ય થઈ ગયાં. ટુનીને બૂમ મારવાનો પણ સમય ન મળ્યો. નિમાઈ કાકાની દીકરી અને તેની માતા ઘાટ પર આવ્યાં તો કોઈને જોઈ શક્યા નહિ. તેમણે માન્યું કે હંમેશની માફક ટુની બગીચામાં થઈને પોતાના ઘેર ચાલી ગઈ હશે. પણ તળાવની પાછળના જંગલમાં કંઈક ખખડાટ થતો હોય એવું નિમાઈ કાકાની દીકરીએ સાંભળ્યું. ભયની મારી તે માતાને વળગી પડી. પણ માતાએ કહ્યું: " એ કંઈ નથી... કૂતરું બૂતરું હશે ! "

દયારામના માણસો લોક દૃષ્ટિથી બચીને ટુની સાથે મૈત્રબાગમાં આવ્યા, ત્યારે સૌરિન અને દેરાજ છૂપાઈને આ બધું જોઈ રહ્યા હતા. હારાણ પોતાના ઘરમાં જ છૂપાઈને રાહ જોતો હતો. જ્યારે ટુનીને લઈને દયારામના માણસો જંગલમાં ગયા ત્યારે તે પણ ધીરે પગલે તેની પાછળ પડ્યો અને યથા સમયે મૈત્રબાગમાં આવીને નક્કી કરેલા સ્થાને સૌરિન તથા દેરાજને મળ્યો. હારાણ અને દેરાજના હાથમાં વજનદાર લાંબી લાઠી હતી, અને વસ્ત્ર પાછળ કાતિલ છરા છૂપાવેલા હતા.

પરંતુ આ બધી તૈયારીની કશી આવશ્યકતા નહોતી. સૌરિન જ્યારે સાવચેતીથી દયારામના માણસો પાછળ છેક

મકાન સુધી ગયો ત્યારે દયારામ પ્રાંગણમાં ઊભો હતો. એની સાથે બીજા બે માણસો પણ હતા. સંધ્યાના અંધકારનો લાભ લઈને સૌરિન છેક મકાનની પછીત પાસે આવી ગયો અને તેણે દયારામને બોલતા સાંભળ્યો: "કાર્ય પત્યું ને? મધુસુદન! તારી ગતિ ન્યારી છે!"

દયારામના માણસો ટુનીને ઓરડામાં મૂકીને બહાર આવ્યા અને ફાળિયાવતી પસીનો લૂછવા માંડયા. સૌરિને અનુમાન કર્યું કે ટુનીના હાથ મોં હજી પણ બાંધેલા લાગે છે. દયારામે કહ્યું: "લો આ ઇનામ. જાઓ હવે તમારા ઓરડામાં જાઓ અને આનંદ કરો. હું ન બોલાવું ત્યાં સુધી કોઈ આવશો નહિ. સમજ્યા?"

સૌરિને છૂપાઈને જોયું. દયારામના માણસો ભૂમિ સુધી માથું નમાવી, નમસ્કાર કરીને રૂપિયા ખખડાવતા ખખડાવતા ચાલ્યા ગયા. દયારામ એ લોકોને ગર્વપૂર્વક જોઈ રહ્યો. પછી આનંદ અને અહંકારના ભાવ સાથે તે ઓરડામાં ગયો. દયારામ એટલો આનંદમગ્ન બની ગયો હતો કે ઓરડાનું દ્વાર પણ બંધ કરવું ભૂલી ગયો.

સૌરિન છેક ઓસરીની કિનારી પાસે આવીને લપાઈ ગયો. થોડીવાર પછી તેના કાન પર દયારામના શબ્દો અથડાયા: "માંડ માંડ હાથમાં આવી છે! મોઢું ખોલી નાખ્યું તોય મડદાની માફક પડી છે. ઉઠ, ઉભી થા. સીધી આંગળીએ ઘી ન નીકળે!" કહીને દયારામે પ્રેત જેવું વિકટ હાસ્ય કર્યું. એ હાસ્ય ચારે તરફ ફેલાયું. તે ફરી બોલ્યો: "માણસ સાથે કહેવરાવ્યું, મેં જાતે તને કહ્યું, તોય ન માનતાં તું ગઈ પેલા રખડુની સહાય લેવા. ઈ દીકરો તને..." દયારામે સૌરિન

માટે આ શબ્દો કહ્યા. સૌરિન એ સાંભળીને ગરમ થઈ ગયો. વધુ રાહ ન જોતાં એકદમ ઓરડામાં જવાની એને ઈચ્છા થઈ. પણ બરાબર એ સમયે ટુની રડતાં રડતાં બોલી: "બાપા, તમે તો મારા ધર્મ પિતા થાઓ છો. ભગવાન તમારું કલ્યાણ કરશે. તમે મને છોડી દો. હું મારી મા પાસે ચાલી જાઉં."

દયારામે વ્યંગમાં કહ્યું: "વાહરે રાણી! તારું ભાગ્ય કેટલું બળવાન છે, નહિ તો તું એવા સાહેબની નજરમાં થોડી સમાઈ શકે? રાધે ગોવિન્દ! સાહેબ તો દરિયાવ દિલના છે. ખોળો ભરીને રૂપિયા આપશે. હું સાચું કહું છું: તું મોટા સુખમાં પડીશ. સોનાના દાગીના મળશે, મોટરમાં સહેલ કરવાનું મળશે, તોય ના પાડે છે? ઘોર કલિ! ઘોર કલિ!"

ટુનીએ રડતા નયને દયારામના ચરણ પકડયા.

દયારામ પોતાના મૂળ સ્વરૂપમાં આવી ગયો. ક્રોધ ભર્યા સ્વરે બોલ્યો: "રાંડ, રડે છે શા માટે? રડીરડીને મરી જઈશ તો પણ આ યમપુરીમાંથી તારો અવાજ કોઈ નહિ સાંભળી શકે. સાંભળ કહું છુ, જો મારી વાતને સમજીને રાજી થઈ જા. આમ જો સાહેબે કાગળ પણ લખ્યો છે."

દયારામ ઓરડાના ખૂણામાં પડેલા એક ટેબલના ખાના-માંથી એક કાગળ હાથમાં લઈને આવ્યો. ટુનીના હાથમાં કાગળ આપતાં બોલ્યો: "આ કાગળ વાંચ, તું કંઈ અભણ નથી. તું ડાહી થા, રાજી થઈજા, તને ઘણું સુખ મળશે. નહિ તો આ ઓરડામાં તને જીંદગી સુધી પૂરી રાખીશ. બળજબરીથી માનવા કરતાં સમજીને માની જા તો તારા લાભનું છે."

એકાએક દયારામે ટુનીના હાથમાં આપેલા કાગળ તરફ નજર કરીને કહ્યું: "ના, એ કાગળ નહિ. ઉભો રે, બીજો કાગળ છે." કહીને દયારામ પાછો ટેબલ તરફ ગયો. કોણ જાણે કોઈ અદ્રશ્ય બળથી ટુનીએ કાગળ મૂઠીમાં રાખીને ઓરડામાંથી ભાગવા પગલાં માંડ્યા. દયારામ તરત તેની પાછળ દોડ્યો અને ટુનીને પકડીને ઓરડામાં ખેંચી ગયો. ટુની એના હાથમાંથી છટકવા માટે બનતો પ્રયત્ન કરવા માંડી. દયારામ બળપૂર્વક શય્યા તરફ લઈ જવા માંડ્યો. બરાબર આ સમયે સૌરિન રૌદ્રમૂર્તિ ધારણ કરીને ઓરડામાં આવ્યો. સૌરિન ઉપર નજર પડતાં જ દયારામ ડઘાઈ ગયો અને ફાટી આંખે જોતો ઊભો રહ્યો. ટુની પણ આ તકનો લાભ લઈને છૂટી થઈ, પણ તરત ધરતી પર ઢળી પડી. એની સંજ્ઞાનો લોપ થયો. વળતી પળે દયારામે એક બૂમ પાડી, પણ માત્ર એક જ બૂમ! સૌરિને દયારામની બોચી પકડીને એક જ મૂઠ્ઠી મારી. દયારામ ધડાક કરતો ધરતી પર ઢળી પડ્યો. તરત સૌરિને દયારામના વસ્ત્રથી દયારામને પલંગ સાથે ઝકડીને બાંધી દીધો; અને ટુનીનો મૂર્છિત દેહ ઉઠાવીને સાવધાનીથી ઓરડાનો ત્યાગ કર્યો. આ સમયે દયારામના માણસો બીજા ખંડમાં સુરાપાન કરીને હાસ્ય કલરવ કરી રહ્યા હતા.

રજનીના અંધકારમાં પોતાની જાતને છૂપાવીને સૌરિન બાગમાં આવ્યો. ત્યાં દેરાજ અને હારાણુ રાહ જોતા ઊભા હતા. પછી ત્રણે જણા ટુનીને લઈને ધીરેધીરે ઘર તરફ વિદાય થયા.

આટલા દિવસો પછી સૌરિન દયારામના અનાચારને પકડી શક્યો; પણ એક પ્રશ્ન માટે ઘણો વિચાર કરવા છતાં

યે કોઈ કિનારો મળી શક્યો નહિ. દયારામે જે 'સાહેબ'ની વાત ટુની આગળ કરેલી, તે સાહેબ કોણ? એનું મન ઘોર સંશયમાં ડોલવા માંડ્યું. બીજી પણ એક વાત હતી. ટુનીના હાથમાં જે પત્ર મળ્યો હતો તે કોનો લખેલો હશે? પત્ર જરૂર ઉપયોગિ હતો, ન હોત તો એ મેળવવા માટે દયારામ આટલી ધમાલ ન મચાવત! બીજે દિવસે સૌગિને જ્યારે તપાસ કરી ત્યારે તે જાણી શક્યો કે પત્ર ઘણા દિવસો પહેલાનો લખેલો હોવો જોઈએ. શાહીનો રંગ પણ કંઈક ઝાંખો થઈ ગયો હતો. પત્રનો લખનાર કે કોના પર લખાયેલો એ કોઈ સંધાન ન મળ્યું. એ કાગળમાં કંઈક વિચિત્ર વાતો લખી હતી:–

"આપના કહેવા પ્રમાણે આપના પર એકસો રૂપિયા મનિઓર્ડરથી મોકલ્યા છે. પણ આપ નક્કી કર્યા મુજબ કામ કરતા રહેજો. અમલની સાથે એના સાસરાનો અને સ્ત્રીનો ઝઘડો આમને આમ ચાલુ રાખી શકશો તો, આપણી શરત મુજબ મારા તરફથી આપને પુરસ્કાર મળ્યા કરશે. હું મારી સ્ત્રી મારફત જે મેળવીશ, તેમાં આપણે બંને સમાન ભાગે વહેંચણી કરી લઈશું. એ હું ફરીવાર ખાત્રી આપું છું. મુદ્દાની વાત એ છે કે અમલની સ્ત્રી કોઈપણ ઉપાયે અમલ પાસે ન આવવી જોઈએ. આપે ઝઘડો ઉભો કરાવ્યો છે અને આપ જ એ ઝઘડાને નભાવી રાખજો. આપની ઉપર અમલનો અટલ વિશ્વાસ છે. એ લોકો સમજે છે કે આપ એમના કલ્યાણ અર્થે બધું સાચવી રહ્યા છો. કાગળ વાંચીને ફાડી નાંખજો. મારી આ વાત કોઈપણ ઉપાયે પ્રગટ ન થવી જોઈએ. નહિ તો મારી અને તમારી બંનેની આશાઓ હંમેશ માટે ચગદાઈ જશે અને અણધારી આફત આવી પડશે. એજ.–શ્રી કલકત્તા.

પત્ર લખનારનું નામ નહોતું. તેમ તારીખ કે ઠેકાણું પણ નહોતું. તોય પત્ર વાંચીને સૌરિન એટલું તો સમજી શક્યો કે આ કાગળ દયારામ પર લખાયેલો છે. ઓહ્, દયારામ! કેવા ભયાનક માણુસ છે! પોતે જ રક્ષક બનીને અમલનો નાશ કરી રહ્યો છે. સૌરિનને ઇચ્છા થઈ કે આ કાગળ અમલને વંચાવવો. પણ તેણે સાંભળ્યું કે અમલકુમાર અને દાક્તાર અજીત બંને કલકત્તા ચાલ્યા ગયા છે. ત્યારે શું સુધાને આ પત્ર વંચાવવો એ યોગ્ય છે? તેના મને કહ્યું: ના, આ બધી ભેદભરી વાતોથી પહેલાં અમલને પરિચિત કરવો જોઈએ, અને સુધાનો પોતા પ્રત્યેનો ભાવ સૌરિનની જાણ બહાર નહોતો. કદાચ સુધા આ પત્રને સ્પર્શ પણ ન કરે. દયારામ વિરુદ્ધની કોઈ વાત સાંભળવા એ તૈયાર ન થાય.

આ વિચાર પછી સૌરિને નક્કી કર્યું કે કલકત્તા ગયા પછી અમલને આ પત્ર વંચાવી લેવાશે.

એ તો સચું, પણ પત્ર લખનાર કોણ હશે?—એવું કોણ છે કે જે વાદળ આડે છૂપાઈને અમલ અને સુધા વિરુદ્ધ આવું ભયંકર ષડયંત્ર રચી રહેલ છે? દયારામ સાથે મળીને અમલનો સર્વનાશ કરવા કયો છૂપો દુશ્મન જાગૃત થયો છે? અમલના તરુણ જીવનને બરબાદ કરવાનું કાવત્રું કોણ રચી રહ્યું છે. આ પત્ર કંઈ આજકાલનો નથી. ઘણા દિવસો પહેલાનો છે. કદાચ અમલના લગ્ન પછી તરત લખાયેલો હશે. તો તો આ ષડયંત્ર ઘણા દિવસોથી ચાલી રહ્યું લાગે છે. ઓહ્, પૃથ્વી કેટલી કદરુપી લાગે છે? આ બધા માણુસો આટલા ઘાતકી શા માટે છે? શું સંપત્તિ આટલી મહાન છે? શું સ્વાર્થ આવો મનોહર છે? પત્ર લખનાર કેટલો નીચ અને સ્વાર્થાંધ હોવો જોઈએ! લખે છે, સ્ત્રી મારફત જે

મેળવીશ તેમાં સમાનભાગે વહેંચણી થશે. એ મળવાની વસ્તુ કંઈક મોટી હોવી જોઈએ. નહિ તો દયારામ આટલો લપટાય નહિ.

કોણ આ હશે ? કોણ એની સ્ત્રી હશે ? શું વહેંચવાનું હશે ? આ પ્રશ્નોના ઉત્તર સૌરિન્દ્રમોહનને કોણ આપે ?

## ૧૫

**અનંતપુરમાં** ભારે ધમાલ મચી. મેનેજર દયારામે પાંચ છ પ્રજાજનો પર સિવિલ અને ક્રિમિનલ ફરિયાદો નોંધાવી. સાક્ષી અને અન્ય સાબિતીઓ માટેની તૈયારી પણ શરુ થઈ ગઈ. બરાબર આ સમયે સૌરિન મોચીપાડામાં એક કંગાલ મોચીના ઘેર દરદીની વ્યવસ્થા માટે ગયેલો, દરદી માટે ઔષધ–પથ્યનો બંદોબસ્ત કરીને તે બહાર નીકળ્યો.

સંધ્યાનો સમય હતો. કોઈ કોઈવાર નદી કિનારે ફરવા માટે સૌરિન જતો. આજપણ તે નદી કિનારા તરફ ગયો. તેના નયનોમાં ગામડાના કલ્પાંતની વેદના હતી. લોકહૈયે સળગી રહેલી કંગાલિયતની હોળી સૌરિનના આત્માને પ્રજાળી રહી હતી. આવા વિચારો સાથે તે નદી તરફ જવા લાગ્યો.

ઘડિયાલની ચોરીનો મામલો કંઈક વિચિત્ર થવાના કારણે કલકત્તાથી ડૉ. અજીત પર તાર આવેલો. એટલે અજીત અને અમલ બંને કલકત્તા ગયેલા. ભવ્ય મકાનમાં સુધા એકલી

રહી. સમાન સાથીદારોના અભાવે તેને ગમતું નહિ. આજે સુધા માસીબાને લઈને નદી કિનારે ફરવા ગયેલી.

નદી કિનારા પર આવેલા રેતીના પટમાં સુધા અને માસીબા બેઠેલાં, સાથે એક દાસી હતી. દૂર એક પહેરેદાર ખડો હતો.

સૌરિન પોતાની ધૂનમાં આ તરફ ચાલ્યો આવતો હતો. એકાએક તેની નજર સુધા પર પડી. તે ઘડીભર સુધા તરફ જોઈ રહ્યો અને મનમાં કંઈક વિચાર આવતાં તે પાછો ફર્યો; પરંતુ સૌરિનથી પાછા જવાયું નહિ. સામે કિનારેથી કોઈની ચીસ સંભળાઈ: "બચાવો, મારો છોકરો નદીમાં પડી ગયો."

સૌરિનના કાન પર આ પોકાર અથડાયો. સુધા અને માસીબા પણ સામા કિનારા તરફ જોઈ રહ્યાં હતાં. પહેરેદાર પણ લાકડીના ટેકે ઊભો રહીને સામા કિનારા તરફ જોઈ રહ્યો. નદી વિશાળ હતી – ઊંડી હતી. સામા કિનારેથી ફરી-વાર એની એ ચીસ પડી. સૌરિન તરત નદી તરફ દોડ્યો. દોડતા સૌરિન પર સુધાની નજર ગઈ. સુધા એકદમ ઊભી થઈ ગઈ. પણ સૌરિને નદીમાં ઝંપલાવ્યું. માસીબાએ કહ્યું: "કોણ ગયું?"

"સૌરિનબાબુ..." સુધાની નજર વેગથી તરતા સૌરિન પર હતી.

"પેલો રખડુ......!" માસીબાએ વ્યંગમાં કહ્યું. સુધા મૌન રહી. સૌરિનની તરવાની ગતિને સ્થિર નજરે જોઈ રહી. માસીબાએ પુનઃ કહ્યું: "આ માસ્તરને કોઈ આગળ પાછળ લાગતું નથી. ચારે કોર રખડ્યા જ કરે છે! અત્યારે નદીપર શા માટે આવ્યો હશે?"

સુધાના કાનપર આ શબ્દો તીર માફક અથડાયા. શા માટે ? સૌરિન પ્રત્યે તેને જરાયે સદ્દભાવ નહોતો. આથીયે આકરા વેણ તેણે ઉચ્ચાર્યાં હતાં, તો પછી માસીબાના આ શબ્દો એને તીર જેવા શા માટે લાગે ? સુધાએ વળતો ઉત્તર ન આપ્યો. તેની નજર નદીના પ્રવાહ પર વેગથી જતા સૌરિન પર સ્થિર બની હતી.

દૂર...હજી દૂર...એક છ સાત વર્ષનું બાળક ગળકાં ખાઈ રહ્યું હતું. સૌરિન વિદ્યુતગતિએ ત્યાં પહોંચ્યો અને ફૂલની માફક બાળકને નદીમાંથી ઊઠાવી લીધું. સુધાના નયનોમાં આ છબી કોઈ અપૂર્વ ભાવ ભરી ગઈ. સુધા બોલીઃ " માસીબા ! માસ્તર પરોપકારી લાગે છે. "

" એમાં પરોપકારીપણું શેનું ? એ નહોત તો શું આપણો પહેરેદાર ન બચાવત ? ચાલો હવે. અંધારું થવા આવ્યું..." માસીબાએ કહ્યું.

સુધા સામા કિનારે જોઈ રહી. સૌરિન એ બાળકને લઈને સામે કિનારે પહોંચ્યો હતો. હાંફળી હાંફળી બનેલી બાળકની માતા રડતા નયને સૌરિન પાસે આવી પહોંચી. સૌરિને બાળકને જમીન પર સૂવાડી પેટમાં ગયેલા પાણીને બહાર કાઢવાનો પ્રયાસ કર્યો. થોડી વારે બાળકમાં ચેતન આવ્યું. બાળકની માતા સૌરિનનો આભાર માનવા લાગી.

માસીબા અને સુધા ઘર તરફ વિદાય થયાં. સૌરિન જ્યારે આ કાંઠે આવ્યો ત્યારે કોઈ નહોતું. તે ઘડીભર કિનારા પાસે ઊભો રહ્યો અને પોતાના વસ્ત્રોને નીચોવ્યાં. પછી ઘર તરફ વિદાય થયો. ગામના મુખ્ય રસ્તે ન જતાં તે બારોબાર મોચીપાડાના પાછલા રસ્તે ગયો. થોડે દૂર ગયો હશે ત્યાં

એકાએક એના માથા પર જોરથી લાઠી પડી અને તે ધરતી પર ઢળી પડ્યો. લાઠી મારનારો પડેલા સૌરિન પર બીજી લાઠી મારવા જતો હતો, ત્યાં સામેથી કોઈ માણસો આવતા હોય એવું એણે જોયું. તરત તે સંધ્યાના અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. દેરાજ અને હારાણ બંને સૌરિનને ક્યારના શોધી રહ્યા હતા. મોચીપાડામાં તપાસ કરીને તેઓ જતા હતા ત્યાં દેરાજની નજર પાછલા રસ્તે આવતા સૌરિન પર પડી. તરત બંને એમની રાહ જોતા ઊભા રહ્યા. ત્યાં એકાએક સૌરિન પર લાઠી પડી અને બંને સામેથી દોડ્યા. લાઠી મારનારો એકદમ નાસી ગયો. દેરાજ અને હારાણ સૌરિન પાસે પહોંચ્યા તો સૌરિન બેભાન હાલતમાં પડ્યો હતો. એના માથામાંથી લોહી વહી રહ્યું હતું. બંને સૌરિનને ઉઠાવીને ઘર તરફ ચાલતા થયા.

સંધ્યાના અંધકારમાં સૌરિનનું માથું કોણે ફાડી નાખ્યું એ કોઈ જાણી શકતું નહતું, પણ મેનેજર દયારામ તરફથી વાત વહેતી મૂકવામાં આવી કે, માસ્તર ઘણો હલકો હતો. જેના તેના ઘેર જતો આવતો, એટલે કોઈએ પોતાના ઘરની આબરૂ-ઇજ્જતના નાશનો બદલો આ રીતે લીધો હશે.

સૌરિનને શય્યામાં સૂવાડીને હારાણ દાક્તર પાંસે ગયો. દાક્તર બધો સરસામાન લઈને આવ્યો. સૌરિનના માથાના ક્ષતને ધોઈ સ્વચ્છ કરી પાટો બાંધી દીધો. દાક્તરે કહ્યું: "ખૂબ સાવધ રહેજો, તાવ ચડશે. રાતે જાગતા રહેજો."

હારાણે મસ્તક નમાવતાં કહ્યું: "એ માટે કશી ચિંતા કરશો નહિ. સૌરિનભાઈની સેવા માટે ઘણા માણસો છે."

એ સિવાય કેટલીક સૂચનાઓ આપીને દાક્તર ચાલ્યો

ગયો. બેભાન દશામાં પડેલા સૌરિનની સેવાનો ભાર હારાણ, દેરાજ, ટુની, નફર વગેરેએ ઉપાડી લીધો. હારાણે ના પાડવા છતાં ટુની સૌરિનની શય્યા પાસે જાગતી બેઠી રહી.

સૌરિન આ ગામમાં હજી થોડા સમયથી આવ્યો હતો, છતાં પણ આ સમાચાર ગામમાં ફેલાતાં લોકોનાં ટોળેટોળાં ખબર કાઢવા આવવા લાગ્યાં. સૌરિનની બેભાન સ્થિતિ જોઈને ઘણા લોકોની આંખો ભીની થઈ.

સૌરિનમાં ચેતના નહોતી. તેને આ કશી ખબર નહોતી. માત્ર તે વખતે અશુદ્ધિમાં બકી ઊઠતો અને પોતાના આત્મીય સ્વજનોના નામ બોલતો. વખતે પાણી માગતો. સૌરિનના મોઢેથી કેટલીક વાર એક નામનો ઉચ્ચાર થતાં ટુની ચમકી ઊઠતી, પણ આ તો બેભાન અવસ્થામાં બોલાય છે એમ માનીને તેણે પોતાના આશ્ચર્યને ખાળી રાખ્યું.

સાત દિવસને સાત રાત્રિ પર્યંત ટુનીએ અખંડ ઉજાગરા કરીને સૌરિનની સેવા કરી. સૌરિનની માતા કે બહેન પણ આવી સેવા ન કરી શકત. ટુનીની આ ભાવભરી સેવાના પ્રતાપે સૌરિનને નવું જીવન સાંપડયું.

જે દિવસે સૌરિન પર લાઠીપ્રહાર થયેલો તેને બીજે દિવસે સુધા પાસે એ વાત પહોંચેલી. સુધાના હૈયામાં એકાએક સૌરિનને જોવાની તમન્ના જાગી. આ તમન્ના શા માટે? બંનેના વિચારો એક નથી, જીવન એક નથી, બંનેની દિશાઓ જૂદી છે, છતાં આ તમન્ના શા માટે જાગી? સુધાના હૈયે સૌરિન પ્રત્યે એવું કોઈ આકર્ષણ નથી, છતાં એના પ્રત્યે સમવેદના જાગવાનું શું કારણ? સુધાએ મન સાથે ઘણો વિવાદ કર્યો, છતાં કારણ શોધી શકી નહિ. તેણે પોતાના

મનના ઉંડાણુમાં દૃષ્ટિ કરી, સાગરના તળિયે કોઈ રત્ન પડ્યું હોય એમ તેણે જોયું. એ જોતાં જ સુધાના હૈયા પર કોઈ ચોટ લાગી. તેનું હૈયું ધ્રૂજવા માંડ્યું.

સુધા હંમેશ વિચાર કરતીઃ આજ જોવા જઉં, પણ મનનું સમાધાન કરી શકતી નહિ અને રાત પડી જતી. રાતે પણ તેના મનમાં એની એ ચિંતા રહ્યા કરતી. આમને આમ આઠ દિવસ ચાલ્યા ગયા. અમલભાઈ હોત તો જરૂર એમને સાથે લઈને જઈ શકાત. પણ......

પણ થોડા દિવસો પછી તેણે સાંભળ્યું કે સૌરિન સારો થઈ ગયો છે અને હળવો ખોરાક લે છે. ઘરના આંગણામાં સૌરિનને હરવા ફરવાની પણ છૂટ મળી છે. સુધા પોતાના કૌતૂહલને ન રોકી શકી. માસીને લઈને સૌરિનને જોવા માટે ઘેરથી નીકળી પડી.

માર્ગમાં ચાલતાં તેણે માસીબા સાથે નહાની બાળા માફક હાસ્યભરી વાતો કરવી શરૂ કરી. સુધા ઉતાવળી ચાલતી હતી. માસીબા તો વૃદ્ધ હતાં. પાછળ રહી જતાં એટલે બોલી ઊઠતાઃ “ તું તો દોડી રહી છે...અને મને શ્વાસ ચડે છે.”

સૌરિનનું ઘર નજીક આવ્યું હતું. માસીબા સામે હાસ્ય ભરી નજર કરીને તે ડેલી પાસે ઊભી રહી. તેના ચહેરા પર આનંદ અને ચપળતા નાચી રહેલ. માસીબા ડેલી પાસે આવે તે પહેલાં જ તે ઓસરી પાસે પહોંચી અને ઘરમાં દૃષ્ટિ કરતાં જ સુધાનો આનંદ અલોપ થઈ ગયો. તેના નયનોમાં અસાધારણ ગંભીરતા ઊભરાણી.

માસીબાએ ડેલી વટીને ફળિયામાં પગ મૂક્યો ત્યાં સુધાએ

પાછા ફરીને માસીબાનો હાથ પકડતાં ગંભીર સ્વરે કહ્યું: "જોવાની કશી જરુર નથી, ચાલો......"

માસીબા વિસ્મયથી અવાક્ થઈ ગયાં. આટલી ઉતાવળે આવ્યાં અને જોયા વગર પાછું ફરવું? માસીબા સુધાના અંતરની કોઈ વસ્તુ સમજી શક્યાં નહિ.

ઘેર પાછા ફરતી વખતે સુધાએ એક શબ્દ પણ ન કહ્યો – તેના મનમાં એ સમયે પ્રલય મચી રહ્યો હતો. કેવું આશ્ચર્ય! આટલો નીચ, આવો ચારિત્રહિન! આવો માણસ વિદ્યા અને બુદ્ધિનું મહોરૂં પહેરીને શું સભ્ય સમાજમાં હળી મળી શકે? આ કંઈ લોકોના મોઢેથી સાંભળી વાત નથી, આ તો નજરે જોયું પ્રમાણ છે. હારાણની વિધવા પુત્રી ટુની સાથે ધોળે દિવસે આવો વ્યવહાર? લાઠીના ઘાથી આવા માણસનું મૃત્યુ થયું હોત તો આ પૃથ્વીને શી ખોટ પડવાની હતી? છી, છી, ટુની પણ કેવી નીચ! મા બાપના મોઢા કાળાં કર્યાં. ધર્મ કે ચારિત્ર્ય જેવું કંઈ નથી! આવી રીતે પર પુરુષનો હાથ પકડીને......શું પાપનો ભય છે જ નહિ?

સુધાનું મન ઘૃણા અને ક્રોધથી ભરાઈ ગયું. તે ઉતાવળે પગલે ચાલવા લાગી. એકવાર તેના મનમાં થયું કે પાછી ફરું અને એ ચારિત્ર્યહિનને સ્પષ્ટ શબ્દોમાં કહી દઉં. પણ વળતી પળે તેના મનમાં થયું કે એવા દુષ્ટ માણસ સાથે વાત કરવી એ પણ પાપ છે!

સુધાએ એ પણ નિર્ણય કર્યો કે, માસ્તરને પત્રદ્વારા સાફ શબ્દોમાં કહી દેવું અને રજા આપવી. ભાઈના આવવાની રાહ જોવાની કોઈ જરૂર નથી. આવા સંકલ્પ સાથે તે ઘેર આવી.

સંસારમાં ઘણા પ્રસંગો એવા પણ બને છે કે જે નજરે જોવા છતાં પણ આસપાસની હકીકતો તપાસતાં જૂદા હોય છે. સુધાએ સાફ નજરે જોયું હતું કે ટુની અને સૌરિન આલિંગનબદ્ધ થઈને ઊભા હતા. પણ સૌરિન મળતા ભરી નજરે સુધાને જોઈ રહ્યો હતો - એ દૃશ્ય સુધા ન જોઈ શકી. કારણ કે તેના મનમાં ઘૃણા અને ક્રોધની જ્વાળા પ્રગટી હતી અને તે એક પળ પણ ન રોકાતાં ચાલી ગઈ હતી. પણ એમ ન કરતાં તે થોડીવાર ત્યાં ઊભી રહી હોત તો જોઈ શકત કે, સૌરીન પવિત્ર ભાવે ટુનીને હૈયા સરસી લઈને ટુનીના હૈયામાં ઉગેલા પાપને ધોઈ રહ્યો છે, અને ટુની શરમની મારી રડી રહી છે. ક્રોધ એ ખરેખર સર્વનાશનું શસ્ત્ર છે! માણસ ક્રોધથી માત્ર દિશાઓનું જ્ઞાન નથી ભૂલતો પણ કોઈ કોઈ સમયે પાગલ બની જાય છે. સુધા પણ એવી જ પાગલ બની ગઈ હતી.

૧૬

દેરાજ ગાજી આજ ત્રણ દિવસથી ગામ છોડીને ફૂલ-વાડીના ગફુરમિયાંને ઘેર મેમાન તરીકે ગયો છે. ગફુરમિયાં આવી રીતે એકાએક તેડાવશે, એવી કલ્પના પણ દેરાજને નહોતી. ગફુરના પુત્ર સાથે પાંચીના લગ્ન કરવામાં આવ્યાં હતાં. પણ લગ્ન પછી એક વરસે સામાન્ય એકાદ જમીનના ટૂકડા માટે બંને વચ્ચે મારામારી થયેલી. ત્યારથી ગફુરે પુત્ર-વધુને તેડાવી નહિ અને પુત્રને પણ સાસરે જવાની મનાઈ કરી. બંને વેવાઈ વચ્ચે સમાધાન કરાવવા માટે ઘણાયે પ્રયત્ન કરેલા, પરંતુ ગફુરમિયાંની પ્રતિજ્ઞા અટલ રહી. ગફુરમિયાં એમ જ કહેતા કે: 'દેરાજ મારા પગમાં પડીને ક્ષમા માગે તો જ આ ઝઘડો મટે, નહિ તો મારા પુત્રના બીજે સ્થળે લગ્ન કરી નાખીશ.' સમાધાન કરનારા માણસો કહેતા કે 'સામાન્ય જમીનના ટૂકડા ખાતર આવો કૌટુમ્બિક કલહ શા માટે કરવો જોઈએ?' ગફુરમીયાં કહેતા કે: 'જમીન એ જ સર્વસ્વ છે. જમીન માટે તો ખૂનખરાબા થાય છે. હું જમીન કદી નહિ છોડું.' દેરાજને આ વાત કરતાં, દેરાજ

પણ દાંત પીસીને કહેતો: 'દીકરીને દાટી દઈશ પણ જમીન નહિ છોડું. જમીન મારી છે, ગફુરની નથી.' આમ વિવાદ દિવસે દિવસે વધી ગયો હતો.

ગામડાના નિરક્ષર અને સરલ ખેડૂતો વચ્ચે આવા ઝઘડા હંમેશ થયા કરે છે. એકાદ હાથ જમીન માટે પણ મારામારી થાય છે ને લોહી રેડાય છે. ગામડાની પ્રાચીન 'પંચાયત' પ્રથા લગભગ નાબૂદ થઈ છે: આનું કારણ ગામના પટેલિયાઓની સ્વાર્થિ વૃત્તિ સિવાય અન્ય કશું નથી. ગામડાના લોકો દરેક વાતે સરલ હોવા છતાં આવા નજીવા ઝઘડામાં પોતાની વળ-વાત કરીને પત્થર જેવા રહે છે. દેરાજ અને ગફુરના જીવનમાં પણ આ પત્થર પડ્યો હતો. દેરાજ પોતાની જીદના કારણે પુત્રોના સુખને સળગાવી રહ્યો હતો, પણ સામાન્ય ત્યાગ સ્વીકારવા તૈયાર નહોતો. દેરાજ પ્રત્યે સૌરિન્દ્રમોહનને મમતા હતી. તેણે હારાણ પાસેથી આ ઝઘડાની વાત સાંભળી. સૌરિને જ્યારે આ માટે દેરાજને સમજાવ્યો, ત્યારે દેરાજે દૃઢ સ્વરે કહ્યું: "ભાઈ! આ માટે મને માફ કરો. તમે માનો તો માથું આપીશ, પણ આ કામમાં હું મારી ટેક નહિ છોડું."

અને જ્યારે દેરાજને ગફુરમિયાંનું આદર ભર્યું નિમંત્રણ મળ્યું ત્યારે તેના વિસ્મય અને આનંદનો પાર ન રહ્યો. ગફુરે સમાચાર મોકલ્યા હતા કે: 'પોતે વાંધાળી જમીન લેવા નથી ચાહતો, પણ પુત્રવધુને ઘેર લાવવા ચાહે છે. આ માટે એક દિવસ ખુલાસાથી વાત કરવા દેરાજે આવી જવું.'

ગફુરના ઘેર પહોંચીને દેરાજે જે કંઈ સાંભળ્યું, તેથી તે સ્થંભિત બની ગયો. એના નયનોમાં આનંદ અને કૃતજ્ઞતાના

આંસુ છલી ઉઠયાં. કેવું આશ્ચર્ય ! આવા દેવ કોટીના માણસો પણ આ સમયે શું હોય છે ?

ગફુરે દેરાજને આદર પૂર્વક બેસાડીને કહ્યું : "ભાઈ, હું શું વાત કરું ! તમારા માસ્તર છે ને એ મારે ત્યાં આવેલા. મારા પગે પડયા અને આ ઝઘડો દૂર કરવા માટે મને ખૂબ કહ્યું : પણ મેં કશું ધ્યાન ન આપ્યું. પણ માસ્તર તો મારી પાછળ પડયા. મારા પગ પકડયા. પણ હું બેવકૂફ નીકળ્યો. દેરાજભાઈ! આવા દેવપુરુષો ઓછા હોય છે."

દેરાજે હસતા વદને કહ્યું : "ગફુરભાઈ! માસ્તર સાહેબ તો જાદુ જાણે છે. અમારા ગરીબોના તો એ માબાપ છે. પણ અમારો મેનેજર એની પાછળ પડયો છે. ભાઈને અનંતપુરમાંથી કાઢયે રહેશે."

ગફુરે કહ્યું : "જ્યાં સુધી દયારામ ત્યાં છે ત્યાં સુધી તમારા ગામને સુખ નહિ મળે. તમારા માસ્તર તો ગામ છોડવાનો વિચાર કરે છે. બે દિવસ પહેલાં મારી પાસે આવીને એમણે કહ્યું હતું કે હું બે ચાર દિવસમાં ગામ છોડવાનો છું. મારો હાથ પકડીને બોલ્યા : 'ગફુર, હું તો જવાનો છું. પણ મને થોડીક ભિક્ષા આપઃ' મારી આંખમાં તો આંસુ આવી ગયાં. મેં કહ્યું : 'શું આપું ભાઈ?' ભાઈએ કહ્યું: 'દેરાજ સાથેનો ઝઘડો પતાવી દે. જમીન જતી કર. તારે જમીનના પૈસા જોઈતા હોય તો હું આપું.' કહીને ભાઈએ મારા સામે રૂપિયા મૂકયા. પણ મારાથી કેમ લેવાય ? બાબુએ કહ્યું : 'તું પણ મારો ભાઈ છે અને દેરાજ પણ મારો ભાઈ છે. તમારો ઝઘડો બે નિર્દોષ બાળકોનો ભોગ લઈ રહ્યો છે. તમારે ખૂબ સમજવું જોઇએ.' મારી આંખમાં આંસુ આવી ગયાં. મેં એમના

બંને પગ પકડીને કહ્યું: 'તમે તો દેવ છો. હું તમે કહેશો તેમ કરીશ."

દેરાજે આંખો લૂછતાં કહ્યું: "તમે આ શું વાત કહો છો? ગફુરભાઈ!"

"જે કહું છું તે સાચું કહું છું. આવો પવિત્ર પુરુષ તો મેં કોઈ દી જોયો નથી."

ઘડીભર બંને નીરવ બેસી રહ્યા. થોડીવાર પછી ગફુરે દેરાજનો હાથ પકડીને કહ્યું: "દેરાજભાઈ! માસ્તરનું વેણ રાખવું પડશે. તું મારો ભાઈ, હું તારો ભાઈ! કહે, આપણા ઝઘડામાં પૂળો મૂકવો છે ને?"

દેરાજ ગફુરને વળગી પડ્યો અને ગળગળા સ્વરે બોલ્યો: "ભાઈ! આપણો ઝઘડો હવે પતી ગયો. પણ ભાઈને ગામમાં કેવી રીતે રાખવા એ નથી સૂઝતું. દયારામ કમર બાંધીને એની પાછળ પડ્યો છે. હારાણના ઘર ખોરડાં હરાજ કરવાનું નક્કી કર્યું છે, અને મારા ઘર-ખોરડા ને માલ-ઢોર પણ લેણા પેટે લઈ લેવાનું એણે નક્કી કર્યું છે."

"પણ આ બધું થયું શા માટે?"

દેરાજે ટુનીના અપહરણની સઘળી વાત કહી. સાંભળીને ગફુર લાલચોળ થઈ ગયો. તેના બલિષ્ઠ દેહમાં લોહી દોડવા માંડ્યું. તે બોલી ઊઠ્યો: "દયારામનું મોત પોકારે છે! શું જમીનદારના ઘરમાં કોઈ એવું નથી કે આને કહી શકે?"

દેરાજે કહ્યું: "હરામજાદાએ બધાને વશમાં રાખ્યા છે."

ગફુર એકદમ ઉભો થઈ ગયો અને બોલી ઊઠ્યો: "દેરાજ ભાઈ! યાદ રાખજો. દયારામ તમારા માલ-ઢોર લેવા આવશે તે દિવસે એનું..."

દેરાજ વચ્ચે જ બોલ્યો : " અલ્લા કરેને એ મારાં માલ ઢોર લઈ જાય તો પછી હું એક જ લાઠીએ એની ખોપરી તોડી નાખું."

દેરાજની ભિષણ મૂર્તિ અને લાલ આંખો જોઈને ગફુર પણ થડકી ઉઠયો. ગફુરે તરત કહ્યું : " વેળા થઈ ગઈ દેરાજ ભાઈ, ચાલો નાહી આવીએ. "

બંને વેવાઈ હાથ પકડીને સ્નાન કરવા ગયા. સાથે સાથે વિધાતાએ દયારામના ભાવિનો માર્ગ પણ નક્કી કરી વાળ્યો.

# ૧૭

**અમલ** અને ડાક્તર અજીતે કલકત્તામાં આવીને જોયું તો, મિ. સરકારનું શરીર અસ્વસ્થ અને મન વ્યગ્ર બની ગયું હતું. જાણે મિ. સરકારને સર્વદા ભય અને આતંકનું વાતાવરણ ઘેરી રહ્યું હતું. પ્રલયકાળ વખતે લોકો જેમ કલ્પના કરે કે હમણાં જ ભડકો થશે, હમણાં જ ધરતી કંપ થશે, તેમ મિ. સરકારના નયને-વદને પણ કલ્પનાઓ રમ્યા કરતી.

અમલ અને અજીત વિસ્મય પામ્યા. એકબીજા સામે જોઈને બેસી રહ્યા. પણ આ પ્રશ્નનું કાંઈ સમાધાન કરી શક્યા નહિ. મિ. સરકારને પૂછ્યું તો, તેણે ચમકીને જવાબ આપ્યો: "શું? નારે મને તો કશું નથી થયું."

છેલ્લા કેટલાક મહિનાથી અમલ અને મિ. સરકાર જ્યારે જ્યારે મળતા ત્યારે ત્યારે મિ. સરકાર લગ્ન માટે ઉતાવળ કરતા. પણ આ વખતે સુધાની વાત મોઢા પર પણ ન આવી. મિ. સરકાર સાવ ગભરાયેલા રહેતા. કોઈ બોલાવે તો તરત ચમકી ઉઠતા. જાણે તંદ્રા મુગ્ધ બનીને કોઈ સ્વપ્ન રાજ્યમાંથી

પાછા ફરીને આવ્યા હોય તેમ તેમના નયનોના ભાવ પરથી કલ્પી શકાતું. અમલ તો સાદોને સીધો માણસ હતો. એ વિસ્મય પામ્યો. પણ આ માટે વિશેષ ચિંતિત ન થયો. તેણે ધાર્યું કે, નગેન કદાચ કોઈ કેસની ચિંતામાં હશે એટલે આમ અવ્ય-વસ્થિત બની ગયો છે. એને કોઈ દરદ નથી લાગતું. બે ચાર દિવસમાં ઠેકાણે આવી જશે. પણ દાક્તરે આમ સહજ ન માની લીધું. તે માનવ ચરિત્રનો અભ્યાસી હતો, તેથી તે સમજ્યો કે નગેનને ગમે તે પ્રકારનો માનસિક વ્યાધિ છે. શારી-રિક નથી. અંદર કંઈક એવું બની ગયું લાગે છે કે જેના લીધે મિ. સરકાર જેવો ગણત્રીબાજ માણસ આમ ભારે બોજ તળે આવી ગયો છે.

બીજે દિવસે દાક્તરે એવી વાત સાંભળી કે જેથી એનું મન વિષમ સંદેહમાં ઘેરાઈ ગયું. જે મામલા માટે તેને કલ-કત્તામાં આવવું પડયું હતું, તે મામલા માટે જ્યારે ઈન્સપેક્ટર સાથે વાતચિત થઈ ત્યારે ઈન્સપેક્ટર ફણીબાબુએ વાતવાતમાં કહ્યું : " આ ચોરી પાછળ મને એક વિચિત્ર ઘટના જાણવા મળી છે. ભિખારણને હું જ્યારે બેરિષ્ટર સાહેબને ઘેર લઈ ગયો હતો, ત્યારે મિ. સરકાર અને ભિખારણ વચ્ચે કંઈક ન સમજાય એવી આંખોથી વાતો થઈ ગઈ હતી. એટલે મને લાગ્યું કે આની પાછળ કંઈક ભેદ છૂપાયો લાગે છે. એટલે મેં..."

દાક્તરે ઉત્તેજીત થતાં કહ્યું : " આપ આ શું કહી રહ્યા છે ? આપ એ સમજી શકો છો, આ વાતનો અર્થ શું થાય ? "

ઇન્સપેક્ટરે હસીને કહ્યું : " હા, હું એનો અર્થ બરાબર સમજું છું. "

દાક્તરે કહ્યું : " સમજો છો તો પછી આપ એક ખાનદાન

બેરિસ્ટર સાથે ભિખારણની આંખોની વાતો થઈ ગઈ, એવું કયા સાહસથી કહી શકો છો ?"

ઈન્સપેક્ટર હજી પણ હસતો હતો. તે હસતાં હસતાં બોલ્યો : "પાકા પૂરાવા વગર શું પોલીસના માણસો કોઈ દિવસ લોખંડની દિવાલ સામે ટક્કર લેવા જાય ખરા ? તમને ખબર છે, ભિખારણે બેરિસ્ટર સાહેબને શું કહ્યું હતું ? જાણે એ બંને ઘણા સમયના પરિચિત હોય તેમ..."

વચ્ચે જ અજીતે કહ્યું : "ઈન્સપેક્ટર ! તમે તમારી મર્યાદા બહાર રહીને વાત કરો છો. ભવિષ્યમાં આપના પર આફત ન આવે એની..."

ઈન્સપેક્ટરે ઉભા થતાં ગંભિર ભાવે કહ્યું : "જુઓ, અમે પોલીસના માણસો છીએ. એક તો અમને લોકો હંમેશાં બદનામ કર્યા કરે છે, તે સિવાય એક મોટા માણસ સામે અમે આવો આક્ષેપ કરીએ છીએ તે બનાવટી છે, એવું આપ કયા આધારે માની શકો છો ? એ વાત જવા દો. હું જે કામ માટે આવ્યો છું એ કામ પતાવી લઉં. જુઓ જોઉં, આ માલ મળેલો છે, એ આપનો છે કે નહિ ? એ જરા તપાસી જુઓ."

દાક્તરે ઘડિયાલ ને અંબોડો જોતાં જ મસ્તક હલાવીને કહ્યું: "આ વસ્તુ મારી છે."

ઈન્સપેક્ટરે કહ્યું : "બસ. કેસના દિવસે આપ અદાલતમાં હાજર રહેજો. માજીસ્ટ્રેટનો હુકમ થશે, એટલે આ માલ આપને સુપ્રત કરવામાં આવશે. જઉં છું ત્યારે, નમસ્કાર."
દાક્તરે કંઈક કહેવા માટે ઈન્સપેક્ટર સામે જોયું, પણ કંઈક

વિચાર આવતાં કહેવાનું માંડી વાળ્યું. ઇન્સપેક્ટરે ઓરડાનો ત્યાગ કરીને ફરીવાર પાછા આવી કહ્યું : “ જુઓ, આપ ધારશો તો કેસ પાછો ખેંચી લઈ શકશો. ”

દાક્તરે કહ્યું : “ શા માટે પાછો ખેંચી લઉં ? ચોરને સજા મળવી જ જોઈએ ! ”

ઇન્સપેક્ટરે હસતાં કહ્યું : “ કોને ખબર છે કરચલો પકડતાં વખતે સાપ પણ હાથમાં આવી જાય. ”

દાક્તરે નયનો વક્ર કરતાં કહ્યું : “ એનો અર્થ ? ”

ઇન્સપેટકરે કહ્યું : “ એનો અર્થ સાવ સહેલો છે. આપના જેવા શિક્ષિત અને બુદ્ધિમાન માણસને વિશેષ શું સમજાવવાનું હોય ? ચોર જો એવી કોઈ વાત અદાલત સમક્ષ કરે, જેથી આપના પક્ષ માટે સારી ન હોય તો ? ”

“ હં, આપ ત્યારે ભય બતાવો છો કેમ ? એ તો પોલીસના માણસોનો સ્વભાવ હોય છે. પણ મને એની કોઈ ચિંતા નથી. એક ચોર મારા માટે ગમે તે બોલે એની મને કોઈ પરવા નથી. ”

“ મારું કહેવાનું એમ નથી. આપ કેસ ચલાવી શકો છો. પણ આપના મિત્ર બેરિષ્ટર સાહેબ માટે જ હું આ કહેતો હતો.”

દાકતરે ક્રોધિત થતાં ઉત્તેજીત ભાવે કહ્યું : “ મારા મિત્ર માટે આપને આટલી બધી પીડા શા માટે છે ? એની સાથે એક બદમાસ ચોરને શું સંબંધ હોઈ શકે ? આપ સંભાળીને વાત કહો. ”

ઈન્સપેક્ટરે જરાય ગભરાયા વગર કહ્યું : “ દાકતર સાહેબ, અસાવધ રહીને અમે કદી ન કહી શકીએ. અમે

પોલીસના માણસો છીએ. છતાંય તમારા મિત્રના હિત ખાતર હું આ કહેતો હતો. જવાદો, રજા લઈશ. આપ એકવાર ચોર-ભિખારણનો પ્રસંગ આપના મિત્ર સમક્ષ ઉપસ્થિત કરવાનુ ન ચૂકતા. નમસ્કાર !"

હળવા હાસ્ય સાથે છેલ્લું શસ્ત્ર ફેંકીને ઈન્સપેકટર વિદાય થયો. દાકતર કશું બોલી શકયો નહિ. અંતરનો ક્રોધ અંતરમાં સમી રહ્યો. તેણે વિચાર્યું. પોલીસ પાસે એવી કઈ હકીકત છે કે જેના આધારે એ લોકો મારા જેવા પાસે પણ આટલા સાહસથી વાત કરી શકે છે! એ લોકો ધાર્યું કરી શકે !

દાકતરનું મન આમ સંશયમાં ગોથાં ખાઈ રહ્યું હતું, ત્યાં અમલકુમારનો માણસ પત્ર લઈને આવ્યો. અમલે પત્રમાં લખ્યું હતું : " નગેનનું શરીર ખૂબ અસ્વસ્થ છે, આજે એને જોવા માટે જરૂર જજે. એ પોતે કશું નહિ કહે, તું ગમે તે રીતે તપાસ કરજે. મને પણ કશું કહેતો નથી. દાકતરનું નામ સાંભળતાં જ ખીજાઈ જાય છે. તું મિત્ર ભાવે જોવા જજે – રોગ શું છે એ કુશળતાથી જાણી લેજે. હું ખૂબ ચિંતામાં પડી ગયો છું. નગેનના ઘેર એની સંભાળ લઈ શકે એવું કોઈ નથી, એ પણ એક ઉપાધિ છે. સુધા આજકાલમાં અહીં આવશે – એ હવે દેશમાં રહેવા નથી ચાહતી. હમણા જ આવેલા એક કાગળ પરથી જાણી શકયો છું કે સૌરિન સ્વસ્થ થઈ ગયો છે, અને નીતુ ગાંડીને લઈને કલકતા રવાના થયો છે. સુધાએ શાળામાંથી એને રજા આપી દીધી છે."

દાકતરને તો આશ્ચર્ય ઉપર આશ્ચર્ય થવા માંડયું ! એક તો ઈન્સપેકટર આવીને ન સમજાય એવું કહી ગયો, ત્યાં વળી નગેનની તબિયતના સમાચાર આવ્યા. પરંતુ સૌરિનને

રજા આપી એ સમાચારે તો ભારે આશ્ચર્ય ઊભું કર્યું. શા માટે, શું થયું હશે ? પૃથ્વી ઉપર આવી ઉલટપાલટ શું એક જ સમયે થઈ શકતી હશે ? સૌરિન ઉપર સુધાનો અકારણ ક્રોધ હતો એ પોતે પહેલેથી જાણતો હતો, છતાં પણ વચ્ચે વચ્ચે ગંભિર અંધકારમાં વિજળીના ચમકાર માફક સુધાની સૌરિન પ્રત્યે છૂપાયેલી સહાનુભૂતિ જોઈ શકાતી. તો પછી આનું કારણ શું ? સુધાના આ રહસ્યમય હૃદયનો ભેદ કોણ ઉકેલી શકે ? એવું શું બન્યું હશે કે સુધાએ અમલની સલાહ લીધા વગર સૌરિનને રજા આપી દીધી હશે ? આજ સુધી સુધાએ કોઈ પણ કાર્ય ભાઈની સંમતિ વગર કરેલું નથી, તો પછી આમ કેમ બન્યું ?

દાકતરે જ્યારે મિ. સરકારના ખંડમાં પ્રવેશ કર્યો, ત્યારે તેમણે જોયું મિ. સરકાર એક આરામ ખુરશી પર આડે પડખે પડેલ છે. બાજૂની ટીપોયપર સુધાની બોટલ અને ગલાસ પડયો છે. મિ. સરકારના નયનો જાસુદના ફુલ જેવાં લાલ બનેલાં છે.

અનિદ્રામાં રાત પસાર કર્યા પછી લોકોની જે સ્થિતિ જણાય, તે સ્થિતિ દાકતરે મિ. સરકારના ચહેરા પર જોઈ. દાકતરે જરા રુક્ષ સ્વરે કહ્યું : "વળી પાછો મોતના માર્ગે વળ્યો ને ? પોતાના હાથે આમ વિષપાન કરનારા શું બચી શકે છે ?"

મિ. સરકારે ચેતન વગરની નિસ્તેજ ભાષામાં કહ્યું : "વિષ ! ના આતો અમૃત છે. આથી જ હું અત્યારે બચી શકયો છું." આટલું કહીને તેણે શરાબની પ્યાલી ભરી.

દાકતરે ગલાસ ઝૂંટવી લેતા કહ્યું : "છી, છી, તને શરમ

નથી આવતી ? સુધાને ખબર પડશે ? તારી તબિયત નરમ થઈ છે છતાં તું આ પ્રમાણે પીધા કરે એ શું સારું છે ?"

મિ. સરકારે કંટાળા ભર્યા સ્વરે કહ્યું: "ડેમઇટ ! દાકતર એવું ઔષધ મને આપ જેથી હું બધું ભૂલી જાઉં. કોરી કિતાબ લઈને મારા જીવનનો આરંભ કરી શકું."

દાકતર માટે તો આજે આશ્ચર્યનો દિવસ હતો. નગેન આજે આ શું કહે છે ? તે ભૂતકાળની સ્મૃતિઓ ભૂલી જવા માગે છે—એના ભૂતકાળમાં એવું ગંભિર રહસ્ય કયું હશે કે જેની જવાળા આજ પણ સહી શકાતી નથી ? તેણે નજીક બેસીને મિ. સરકારના શરીર પર સ્નેહપૂર્વક હાથ પસારતાં કહ્યું: "ભાઈ! હું ને તું બાલમિત્રો છીએ. તને શું થયું છે, મને ખુલાસાથી કહે ?"

મિ. સરકાર પ્રથમ તો ભાવાવેષમાં ગળગળા બની ગયા. પણ તે ઘડીભર. થોડીવાર પછી તેણે કહ્યું: "મને કશું નથી થયું. ચાલ જરા છાંટો પાણી લે."

દાકતરનો ચહેરો ગંભિર બની ગયો. તેણે નિઃશબ્દે મિ. સરકાર સામે જોયું. મિ. સરકારે મદ્યપાન શરુ કર્યું. ઘૃણા અને ક્રોધથી દાકતરનું મન ભરાઈ ગયું. એક જ પળમાત્રમાં બાલમિત્ર પ્રત્યેની સહાનુભૂતિ વિલિન થઈ ગઈ. તેના મનમાં થયું: 'શું આવા શરાબી સાથે સુધાનું જીવન જોડી શકાય ?' દાકતરે કહ્યું: "જો નગેન ! તું નશાખોર બનીને ખતમ થઈ જઈશ તો પણ તને રોકી શકે એવું કોઈ તારા માથા પર નથી, પણ એટલું યાદ રાખજે કે સુધા જેવી એક શિક્ષિત નારી એક શરાબી પ્રત્યે કદી શ્રદ્ધા નહિ રાખી શકે."

મિ. સરકારે અવજ્ઞા ભર્યું હાસ્ય વેરતાં કહ્યું: "એ મારી વાગ્દત્તા છે–પિતાના આદેશને સુધા કદી અમાન્ય નહિ કરી શકે."

"તું સુધાને ઓળખી શક્યો નથી. નગેન એના દિલમાં નારીત્વની મર્યાદા એટલી અટલ છે કે એ પિતાના આદેશને અમાન્ય કરતાં પણ પાછો પગ નહિ ભરે. મારી વાત સાંભળ: "શરાબનો ત્યાગ કર. હું તને એવું ઔષધ આપીશ કે આ કૂટેવ છોડવામાં તને જરાયે મુશ્કેલી નહિ આવે."

"પણ એથી લાભ શું? શરાબ તો મારા લોહીમાં મળી ગયેલ છે. શરાબ મને બધું ભૂલાવી શકે છે."

"પણ તું શું ભૂલવા ચાહે છે! શરાબ ખાતર કદાચ અમારો ત્યાગ કરતાં પણ તને દુઃખ નહિ થાય? તું વિચાર કરી જો, તું કોના ઘરનો પુત્ર છે? તું કેવો હતો, કેવો બની ગયો છે! આપણી સામે જ નજર કરી જો...સૌરિન પણ વિલાતમાં..."

મિ. સરકારના થાકેલા દેહમાં જાણે કોઈએ ચેતન રેડયું. તેણે એકદમ બેઠાં થતાં કહ્યું: "કયો સૌરિન? પેલો રખડુ! અસભ્ય ગામડિયો? હમણાં જ અમલ કહી ગયો હતો કે સૌરિને અનંતપુરમાં હારાણ કુંભારની વિધવા પુત્રી સાથે ન ઇચ્છવા યોગ્ય વર્તન રાખેલું, એના કારણે સુધાએ એને તગડી મૂકચો છે. એ લોફરને સભ્ય સમાજમાં સ્થાન આપવું એ પણ અન્યાય છે."

દાકતરે આશ્ચર્ય પામતાં કહ્યુ: "શું અમલ કહી ગયો છે? એ હું કદી માની શકીશ નહિ. જવાદે એ વાત. મારી

ઘડિયાલની ચોરીવાળા કેસ માટે ફણી ઇન્સપેકટર આજ મારે ત્યાં આવીને મને દમ ભરાવી ગયો. ભિખારણનું નામ દઈને તારા માટે મને કંઈક ભય બતાવી ગયો છે. હકિકત શું છે, એ હું કશું સમજી શકતો નથી."

મિ. સરકારનો ચહેરો ઝાંખો બની ગયો. હાથમાનો ગલાસ પણ ધ્રૂજી ઉઠયો. તેણે ભય ભર્યા સ્વરે કહ્યું: "મારા માટે ભય બતાવી ગયો? શું કહી ગયો? દાકતર! એણે શું કહ્યું?"

દાકતરે કહ્યું: "એણે મને ખુલ્લું કંઈ નથી કહ્યું: પણ એના શબ્દો પરથી હું સમજી શકયો હતો કે, વાતમાં કંઈક ભેદ લાગે છે. એ નાલાયકના નામ પર લાયબલ ન કરી શકાય?"

પણ મિ. સરકારતો વધુ ધ્રૂજી રહ્યા હતા. તેણે દાકતરનો હાથ પકડીને વિનતિ ભર્યા સ્વરે કહ્યું: "દાકતર! તેં હમણા જ કહ્યું કે આપણ બાલમિત્રો છીએ: મારો અનુરોધ છે કે તું કેસ પાછો ખેંચી લે. કહે જે, ઘડિયાલ તારું નથી. હું તને સરસ ઘડિયાલ ભેટ આપીશ."

દાકટરના આશ્ચર્યનો પાર ન રહ્યો. શું નગેનનું માથું તો નથી બગડી ગયું ને? તેણે કહ્યું: "આ તું શું કહે છે? શું ચોરને જતો કરું? શા માટે? એ કદી નહિ બને."

મિ. સરકારે હાથ જોડતાં કહ્યું: "નહિ, તારે મારી આટલી વાત રાખવી પડશે. તેં હમણાં જ મને શરાબ છોડવા માટે કહ્યું હતું ને? તું જો મારી આટલી વિનતિ માન્ય કરીશ તો હું તારા કહેવા પ્રમાણે શરાબનો ત્યાગ કરીશ. તું જે કહીશ તે સ્વીકારીશ. કહે, મારી વાત રાખે છે?"

દાકતરે ઘડીભર ગંભિર રહીને કહ્યું: "સારું. હું વિચારી જોઇશ. હમણાં તું બહાર હરવા–ફરવાનું શરૂ કર. તારા શરીરમાં કોઈ દરદ નથી, દરદ મનમાં છે. આમ ઘરમાં બેસી રહીને આત્મહત્યા ન કર. હું હવે જઇશ. સંધ્યા વખતે અમલના ઘેર આવજે."

દાકતર વધુ વાર ન રોકાયા. ઘેર પાછા ફરતી વખતે ગાડીમાં પણ તેનું મન ચિંતાના ભારથી દબાયેલું રહ્યું. અનેક દરદીઓના પરિચયથી દાકતરને માનસ શાસ્ત્રનો અભ્યાસ થઈ ગયો હતો, પણ આજ એ પોતાના બાલમિત્ર નગેનને ન ઓળખી શક્યો. એના હૈયામાં કયું રહસ્ય છૂપાયેલું છે, એ કોણ કહે?

## ૧૮

સૌરિને ગામનો ત્યાગ કર્યો એ પહેલાં જમીનદારના બંગલેથી એને તેડું આવેલું. સૌરિને એકવાર વિચાર્યું કે, કોઈને મળ્યા વગર ગામનો ત્યાગ કરીને ચાલ્યા જવું. પણ વળી એને એમ થયું કે, અન્યાય ભર્યું કોઈ કાર્ય પોતે કર્યું નથી, એટલે રજા આપવાનું કારણ જાણ્યા વગર એમને એમ ચાલ્યા જવું એથી નૈતિક સાહસની ઉણપ દેખાશે. ખૂબ વિચાર પછી તેણે નક્કી કર્યું કે જતી વખતે એકવાર જમીનદારના ભવનમાં થતું જવું.

સુધાને મળતાં તેણે સ્પષ્ટ જોયું કે, ક્રોધ વિરક્તિ અને ઘૃણાનો ભાવ એના ચહેરા પર ખીલી ઊઠ્યો છે. સુધાએ સૌરિનને જોતાં જ કોઈ પ્રકારના સંકોચ વગર સીધું કહ્યું : " જુઓ, અમે આપને આ ગામમાંથી રજા આપીએ છીએ. જે ખૂની માણસ હોય તેને પણ સજા દેતાં પહેલાં તેનો અપરાધ જણાવી દેવાનો સામાન્ય નિયમ છે. આપનો વ્યવહાર જોઈને અમે સમજ્યા છીએ કે, આપના હાથમાં બાળકોના ચારિત્ર

વિકાસનો કે શિક્ષણનો ભાર મૂકી શકાય નહિ. આપ એ માટે અયોગ્ય છો. મને આશા છે કે આથી વિશેષ ખુલાસાની જરૂર આપને નહિ જણાય."

ગર્વિતા નારીના શબ્દોએ સૌરિન્દ્ર મોહનના દુર્બળ શરીર પર હળવો ઘા ન માર્યો! ક્યા અપરાધથી પોતે અપરાધી છે, એ પોતે જાણતો નથી–એ જણાવતાં નથી છતાં આમ શા માટે? તેના મસ્તકમાં એકાએક જ્વાળા પ્રગટી. તેણે પણ સમાન વજને ગર્વભરી ભાષામાં કહ્યું: "મારી યોગ્યતા–અયોગ્યતાના નિર્ણયનો ભાર જ્યારે હું આપના હાથમાં સોંપું ત્યારે આપને એ નિર્ણય કરવાનો અધિકાર રહે છે. આપે એટલું યાદ રાખવું જોઈએ કે હું અહીં મારી ઇચ્છાથી આવ્યો હતો, કોઈની કૃપા મેળવીને નહોતો આવ્યો. આપને આ સિવાય બીજું કંઈ કહેવું છે?"

સુધા સમજી. સૌરિનના અભિમાનથી ધ્રવાયેલાં નયનો જોઈને તેના મનમાં થયું, કદાચ સૌરિનને મારા શબ્દોથી એવું લાગ્યું હશે કે આપણો સંબંધ શેઠ નોકર જેવો છે. એટલે તેણે પહેલાં કરતાં જરા કોમળ સ્વરે કહ્યું: "આપ આમ શા માટે બોલો છો? આપને નોકરી સંબંધી તો મેં કોઈ શબ્દ કહ્યો નથી. એ માટે કહેવાનો મને અધિકાર પણ નથી. કારણ કે હું જાણું છું કે આપે આ ભાર સ્વેચ્છાએ સ્વીકાર્યો હતો. મારું કહેવાનું તો એટલું જ છે કે જે માણસના હાથમાં બાળકોના ચારિત્ર અને શિક્ષણની જવાબદારી હોય, તે માણસના વ્યવહાર અને ચારિત્ર સભ્ય સમાજને રુચે એવાં હોવાં જોઈએ. એટલી તો અમે જરૂર આશા રાખી શકીએ."

સૌરિને બેપરવાઈથી હસીને કહ્યું: "હું પણ એ જ

કહું છું કે મારા વ્યવહાર કે ચારિત્ર સંબંધી વિચાર કરવાનો ભાર મેં કોઈના ઉપર છોડયો નથી. મારા કાર્યથી આપને સંતોષ નથી થયો, એટલું જ મારા માટે ઘણું છે. હું આજે જ ચાલ્યો જઈશ. અહીં આવીને હું એટલું સમજી શકયો છું કે આ દેશમાં બાળકો અને જાતિનો વિકાસ કરવાનો અવસર હજી આવ્યો નથી."

સૌરિને જવા માટે બે ડગલાં ભર્યાં, પણ સુધાએ રોકતાં કહ્યું: "ઉભા રહો. જ્યારે તમે પ્રશ્ન છેડયો છે ત્યારે એની ચોખ્ખપણ કરતા જાઓ. હું આપની પાસેથી એ પણ જાણી શકું છું કે, જાતિવિકાસના મહાન કાર્યમાં અંતરાય કયાંથી આવે છે?"

"હા. બંગાળના ધનગર્વિત જમીનદારો તરફથી અંતરાય ઊભો થાય છે. આપ આપના અહંકાર અને રાજત્વના ઉચ્ચ સિંહાસન પર પડયા રહો છો, સિંહાસન તળે પ્રજળી રહેલાં લોકોના સુખદુ:ખ સામે દ્રષ્ટિ કરવાની આપને ફુરસદ પણ નથી. અનંતપુરમાં રહીને હું એટલું તો જાણી શકયો છું કે લોકો – કચરાયેલા લોકોના દિલમાં પ્રાણ છે, મમતા છે, માણસ બનવાની પ્રબળ આકાંક્ષા છે. પરંતુ આપને આ બધું નહિ સમજાય. આપ તો એકાદ શાળામાં જ જાતિ વિકાસની સમાપ્તિ કલ્પી લ્યો છો, પણ એથી જાતિનો વિકાસ થઈ શકતો નથી. કચરાયેલા હ્રદયોને જ્યાં સુધી પોતાના ન કરી શકાય ત્યાં સુધી બધા પ્રયત્નો મિથ્યા છે. બીજું કંઈ પૂછવાનું બાકી રહે છે?"

"હા. પણ એ પહેલાં જમીનદારોના પક્ષ તરફથી થોડુંક કહેવાનો મને કંઈક અધિકાર છે. જમીનદારો ધર્માદા

દવાખાનાઓ, શાળાઓ વગેરે સ્થાપીને જાતિનું કલ્યાણ નથી કરતા તો પછી, કેટલાક ભટકતા લોકો દેશમાં બોલ્શેવીકવાદનો પ્રચાર કરી, પ્રજાને ઉશ્કેરી, નાના મોટાના ભેદને તોડીને જાતિનો વિકાસ કરી રહ્યા છે, એ વાત પર હું કેવી રીતે વિશ્વાસ રાખી શકું ? જવાદો, આપનો આદર્શ લઈને આપ રહો. એ માટે મારે કંઈ કહેવાનું ન હોય, પણ મારો પ્રશ્ન એ છે કે માણસ ગમે તેટલો સ્વાર્થ ત્યાગ કરે, દેશના ગમે તેટલાં કામ કરે, પણ એનામાં ચારિત્ર ન હોય તો આ બધાં શુભકાર્યની સાર્થકતા શું ?"

સૌરિને વારંવાર ઘવાયા પછી આ વખતે ધૈર્ય ગુમાવીને ક્રોધ સહિત કહ્યું : "આપ વારંવાર મારા ચારિત્ર પ્રત્યે ઇશારો કરીને ઘણી વાતો કહો છો. એની પાછળ શું છે એ હું જાણતો નથી, સમજી પણ શકતો નથી. તેમ આ વિષય પરત્વે આપની સાથે ચર્ચા કરવા પણ ઇચ્છતો નથી. જો કોઈ કોઇના પર હાર્દિક શ્રદ્ધા રાખે, પ્રેમ રાખે, દૂરથી તેની સાથે મૂર્તિને દેવતાના સન્માનથી સ્થાપીને પૂજા કરે, અને તેની પરિસ્થિતિના હિસાબે આકાશ પાતાળનો પ્રભેદ હોય, તો ચાહનારની આશાને દુરાશા કહી શકાય, તેની આકાંક્ષાને ધૃષ્ટતા પણ કહી શકાય, એ વામન બનીને ચંદ્રને પકડવા માગે છે એવું પણ કહી શકાય, પરંતુ એથી એ ચારિત્રહીન છે, એવું કેવી રીતે કહી શકાય ? આ અપરાધના ખાતર તમે ગમે તે સજા કરી શકો છો, પણ એથી બાળકોના ચારિત્ર વિકાસ માટે અયોગ્ય માનીને સજા શા માટે કરો છો ? હું તો જઉં છું, પણ આ અવિચાર માટે જ્યારે તમને પશ્ચાત્તાપ થાય, ત્યારે તમે જરૂર સમજી શકશો કે મારા માટે તમે કેવી આકરી સજા કરી હતી."

સૌરિન આટલું કહીને તરત ચાલ્યો ગયો. સુધાનું વદન ઉગતા સૂર્ય જેવું લાલ બની ગયું. તે નીચી નજરે સાડીનો છેડો આંગળીના અગ્રભાગ પર વીંટી રહી હતી. એકાએક તે સ્વપ્નમાંથી જાગૃત બની હોય તેમ ઊભી થઈ અને દ્વાર તરફ હાથ લાંબો કરીને એક ડગલું ચાલી. આ સમયે તેના વદન પર અપૂર્વ સ્વર્ગીયભાવ પ્રકાશ થયો. બંને નયનો કોમળ અને ઉજ્જવળ બની ગયાં. તેના બંને નયનપલ્લવ જાણે આંસુથી ભીનાં થઈ ગયાં. તેના હોઠ જરા કંપ્યા ખરા, પણ તે કશું બોલી શકી નહિ.

ધીરેધીરે સુધા ફરી આરામ ખુરશી પર બેસી ગઈ. તેનું શરીર કંપી રહ્યું હતું. તેણે બંને હાથે પોતાના મોઢાને દબાવી દીધું. આ સ્થિતિમાં પોતે કેટલો સમય બેસી રહી એનો ખ્યાલ ન રહ્યો. પરંતુ જ્યારે તેણે આંસુ ભરેલું વદન ઉંચું કર્યું ત્યારે તેની નજર દ્વાર પાસે ઉભી રહેલ ટુની પર પડી. તરત પોતે અપ્રતિભ બનીને આડું જોઈ ગઈ.

ટુનીએ ખંડમાં પગ મૂકતાં કહ્યું: "મને જોઈને વિરક્ત બની ગયાં બેન બા? પણ હવે વધુ દિવસ વિરક્ત નહિ થવું પડે. અમે બે ચાર દિવસ પછી ઘરબાર છોડીને ચાલ્યા જઈએ છીએ. આ વાત કહેવા માટે જ આવી છું."

સુધા કંઇક સ્વસ્થ બની હતી. સહજ સ્વરે બોલી: "હું તો જરાયે વિરક્ત નથી થઈ. શું તમે બધા મને કડક મિજાજ વાળી માનો છો? શા માટે આમ માનો છો? શું ખરેખર હું તમારા સુખદુઃખની વાત નથી સમજી શકતી, ટુની?"

ટુનીને આશ્ચર્ય થયું—આવા ભાવથી સુધાને બોલતાં

તેણે કદી જોઈ નહોતી. તે અવાક્ બનીને સુધા સામે જોઈ રહી. કશો ઉત્તર આપી શકી નહિ.

સુધાએ તેને મૌન જોઈને કહ્યું: "કેમ ટુની, ઘરબાર શા માટે છોડવાં પડે છે? તમને શું થયું છે?"

ટુનીએ આટલી સહાનુભૂતિની આશા નહોતી રાખી, એટલે તેણે સાહસ કરીને કહ્યું: "ન જઈએ તો શું કરીએ બેન બા? તમારા મેનેજરના ત્રાસથી અમારા જેવા ગરીબ અને દુ:ખી માણસો આ ગામમાં કેવી રીતે રહી શકે કહો જોઉં? એ સિવાય માસ્તર સાહેબને પણ આપે ધક્કો માર્યો છે..."

સુધાનું વદન અત્યાર સુધી કોમળ અને આર્દ્ર હતું. આ વખતે એકાએક પ્રજળી ઊઠ્યું. તેણે ગંભીર બનીને વ્યંગમાં કહ્યું: "તમારા માસ્તર સાહેબ જ્યારે આ ગામમાં આવ્યા નહોતા, ત્યારે..."

ટુનીએ વચ્ચે જ કહ્યું: "ત્યારે ગરીબ દુ:ખીના ઘરની આબરુ સાચવવી એ ભારે હતું. ના, બેન બા, તમારે આજ બધી વાત સાંભળવી પડશે. તમે જો નહિ સાંભળો તો ગરીબ દુ:ખી જાય ક્યાં? તમે અન્યાય કરીને માસ્તર સાહેબને કાઢી મૂક્યા છે, પણ માસ્તર સાહેબે ગરીબ દુ:ખી માટે શું નથી કર્યું? દેરાજ ચરખાનો શત્રુ હતો, પાંચી અને પાંચીની માને હંમેશાં પીડતો. પણ જે દિવસે તેના પર માર પડ્યો તે દિવસે માસ્તર સાહેબની સેવા-વૃત્તિ જોઈને દેરાજનું જીવન સાવ જુદું બની ગયું. આ કંઈ માસ્તર સાહેબ મંત્રતંત્ર નહોતા કરતા. સહુને પોતાના કરી જાણતા. આવું તો તેમણે આખા ગામમાં કર્યું છે. આ ગામના દરેક

ગરીબ માણસો માસ્તર સાહેબને દેવ માને છે. આ શા માટે કહો જોઉં ?"

સુધા અત્યાર સુધી મૌન ભાવે સાંભળી રહી હતી. આ વખતે બોલી : "અને તું બધા કરતાં એને વધારે ચાહે છે ને ?" આટલું કહીને સુધા અપ્રતિભ બની ગઈ. શરમથી એના નયનો સંકુચિત બન્યાં. તેણે મનમાં વિચાર્યું, પોતે ખૂબ નીચે ઉતરી રહી છે – આટલું સાંકડું મન શા માટે બનતું જાય છે ?

પણ દુનીનું ધ્યાન આ તરફ નહોતું. તેણે સુધાના પ્રશ્નનો સીધો સાદો જવાબ આપ્યો : "હા, હું એમને ખૂબ ચાહું છું. એ શું માણસ છે ? એ તો દેવતા છે. કોઈના શાપથી માણસ બન્યા છે. શરીરના કષ્ટને કદી ગણકારતા પણ નથી. ભય એ શું છે એ તો એમને ખબર નથી. કેવી રીતે પારકાનું ભલું થાય, કેમ કરીને પારકાનું કાર્ય કરી શકાય, આ એક જ વિચાર પર તેઓ જીવી રહ્યા છે. બેન બા, હું તમારા ચરણ પકડીને કહું છું કે હું એમને કઈ આંખે જોઉં છું, એ કહી શકતી નથી. મેનેજરના ફાંસલામાંથી મને એ વખત બચાવી ત્યારે જ એમના પર આફત આવી પડી. પણ શું એમને પ્રાણનો ભય હતો ? ગરીબ નારીની ઈજ્જત બચાવવા માટે એમણે કદી દયારામના લાઠિયાતોનો ભય નથી સેવ્યો. મથુર ઘોષની વહુને, રૂપી ગોવાલણને અને કલ્યાણીને એમણે દયાકાકાના પંજામાંથી નિર્ભય રીતે બચાવેલ છે. અને પેલી અભાગણી અલુ ડોશી ! દયારામના પૈસા ખાઈને કોણ જાણે કેટલીએ નારીઓના શિયળ એણે વેડફાવ્યાં હશે ! દયારામ ને અલુડોશીના માથા પર વજ્ર શા માટે નથી પડતું ? પણ આ તો ઘોર કલયુગ છે !"

સુધાએ આશ્ચર્ય પામતાં કહ્યું : “ આ બધું તું શું કહે છે ? ”

ટુનીએ કહ્યું : “ બધું બરાબર કહું છું, બેન બા ! ગરીબોના ઘર સામે નજર તો કરી જુઓ, એટલે તમને તેની વાતની ખાત્રી થશે. અલુડોશી તો ભયંકર છે ! હમણાં જ એક કલકત્તાના દેશી સાહેબનો કાગળ મારા હાથમાં મૂકી ગઈ હતી. મેં તો રાંડને ઝાડુ માર્યું ! ”

સુધાને આશ્ચર્ય પર આશ્ચર્ય થયું તેણે પ્રશ્ન કર્યો : “ કયા સાહેબ ? ”

ટુનીએ કહ્યું : “ હમણાં અહીં આવ્યા હતા તે. જમીનદાર સાહેબ સાથે ફરતા હતા, માથા પર વાંકી બાબરી રાખતા હતા તે. અમે તો માનતા કે સારો માણસ હશે ! પણ ઉજળા લૂગડાં વચ્ચે રાક્ષસો રહે છે એ કેમ માની શકાય ? અમે ગરીબ છીએ, કંગાલ છીએ એટલે શું અમારે માન-ઈજ્જત કંઈ નહિ હોય ? ”

ઘડીભર ગંભીર રહ્યા પછી સુધાએ કહ્યું : “ તું જે કહે છે એ બધું શું સાચું છે ? ”

“ સાચું નથી તો શું ખોટું છે ? જુઓને બેન બા ! ” કહીને ટુનીએ એક કાગળ સુધાના હાથમાં મૂક્યો.

કાગળમાંના અક્ષરો જોતાં જ તે ઓળખી ગઈ. બે ચાર લીટીં વાંચીને તેણે કાગળને ફેંકી દીધો. તેનું આખું શરીર શરમ અને ઘૃણાથી ધ્રૂજી ઉઠયું. તેનો ચહેરો પીળો પડી ગયો. તેણે વિચાર્યું: આતો સાવ પતન થઈ રહ્યું છે ! તે બોલી : “ તારો કાગળ તું જ રાખ, એની મારે જરૂર નથી. બીજું કંઈ કહેવાનું છે ? ”

ટુનીએ કાગળ ઉઠાવી લેતાં કહ્યું: "રજા આપો છો બેન બા? સારું. પરંતુ જતાં પહેલાં જે કહેવા આવી હતી, તે કહેતી જઉં. જે ગુનેગાર છે તે તમારી નજરે સારા છે, અને જે નિર્દોષ છે તેને તમે કૂતરાં-બિલાડાં માફક કાઢી મૂકો છો. આ શું તમારો ન્યાય છે? તમને તો ક્યાં ખબર છે બહેન બા! સૌરિનભાઈ જ્યારે તાવના ઘેનમાં હતા, ત્યારે વારંવાર કોનું નામ લેતા હતા એ જાણો છો? હું સાચું કહું છું બેન બા, એ કેવળ તમારા નામનો જ પોકાર..."

સુધાના દેહમાં જાણે વિદ્યુતનો ચમકારો થયો. મસ્તકમાં જાણે મોટું તોફાન જાગ્યું. તે મહામહેનતે પોતાને સ્થીર રાખીને બેસી રહી. કંઈક કહેવા જતી હતી પણ બોલી શકી નહિ.

ટુની તો બોલવા લાગી: "મને જો અગાઉથી ખબર હોત કે એમના હૃદયમાં તમે વસેલાં છો, તો હું મારે હાથે મારા મોતને ન નોતરત. મારા મનમાં પણ એમના પ્રત્યે મમતા જાગી હતી. હું મારું મન ખોલવા એમની પાસે ગઈ, પણ એમણે મને શું કહ્યું એ જાણો છો? નાની બેનને ભાઈ સમજાવે એટલા હેતથી એમણે મને કહ્યું: 'બેન! મારામાં એવું કયું પાપ તેં જોયું કે તારી આંખમાં મારા માટે વિકૃતિ પ્રગટી? તું તો મારી નાની બેન છે, અને દુનિયામાં બેનથી વધારે ચાહનાર કોણ છે?' એ તો કોઈને કડવી વાત કહી શકતા નહોતા. મને પણ એમણે પ્રેમથી સમજાવી અને મારા મનમાં ઉગેલા પાપને ધોયું. એ વાત જવાદો. અમે તો ગામ છોડીને જઈએ છીએ. બાપદાદાના ઘરનો ત્યાગ કરતાં અમને ઓછું દુ:ખ નથી થતું, પણ જતા પહેલાં દયારામ માટે તપાસ કરવાનું કહેતી જઉં છું. ગામમા જે રહે છે, એની રક્ષા કરવાનો

તમારો ધર્મ તમે નહિ સમજો તો, દયારામની જાળમાં સારાયે ગામનો અંત આવી જશે. જેને ચારિત્ર અને સ્વમાન વહાલાં છે તેઓ આ ગામમાં નહિ રહે. ”

આટલું કરીને ઉત્તરની અપેક્ષા રાખ્યા વગર ટુની સડસડાટ ચાલી ગઈ. જતી વખતે તે પ્રણામ કરતી ગઈ. સુધાની એ તરફ દ્રષ્ટિ નહોતી. તેના મનમાં તો પ્રલયના મોજાં ઉછળી રહ્યાં હતાં. એક સ્વર્ગીય પ્રકાશથી તેના મનના ગંભીર અને અંધકાર ભર્યા સમુદ્રમાં તેજરેખા દોરાઈ રહી હતી. એ તેજરેખામાં તેણે ન કલ્પેલા સુખનો આસ્વાદ જોયો. તેનો પ્રાણ એ આસ્વાદનથી ભરપૂર બની ગયો. સ્વર્ગમાં રહેનારો આત્મા શું સંસારના દુર્ગંધમય જીવનપથ પર દ્દષ્ટિ કરી શકે?

## ૧૯

**વેવાઈને** ત્યાંથી છૂટીને દેરાજ પોતાના ઘર તરફ વળ્યો ત્યારે માર્ગમાં અનેક વિચારો થવા માંડ્યા. વેવાઈ સાથેનો ખટરાગ સમી જવાથી એનું મન ખૂબ પ્રફુલ્લ બન્યું હતું. તે વિચારતો હતો, ઘેર જઈને પત્ની અને પુત્રીને આ સમાધાનના સમાચાર કહીશ એટલે એ લોકો કેટલાં આનંદિત બનશે ! પાંચી ! આદર અને પ્યારની એકની એક પુત્રી પાંચી ! તેના વિષાદ ભર્યા ચહેરા પર પોતે આજ હાસ્ય ઝળકાવી શકશે. આમ વિચારો આવતા અને પગ જોસબંધ ઉપડતા. મનમાં થતું કે પંખી માફક ઊડીને ઘેર પહોંચી જઉં અને આ સુખભરી વાત પત્ની અને પુત્રીને કહું. વળી એને વિચાર આવ્યો, આ સુખનું સાચું મૂળ તો માસ્તર સાહેબ છે. એમણે જ આ શાન્તિ આપી છે. કયા શબ્દોમાં એમનો આભાર માનવો ? પોતે ગામડાનો માણસ છે. માસ્તર સાહેબના ચરણોમાં શું મૂકવું ? કેવી રીતે કૃતજ્ઞતા જાહેર કરવી ? એવી કઈ ચીજ છે કે જે આપીને હૈયાનો ઉમંગ વ્યક્ત કરી શકાય ?

ચાલતાં ચાલતાં વળી તેણે વિચાર્યું, ઘેર જઈને તરત

રાતડીઆ પીરની માનતા કરીશ – રાતડીઆ પીર તો જાગૃત દેવતા છે. અને પાંચી જે દિવસે સાસરે જશે તે દિવસે એના માટે એક નિલામ્બરી સાડી, બે રેશમી પોલકાં, એક નથડી અને એ જે માગશે તે લાવી આપીશ.

મનના આનંદમાં આવી રીતે આકાશ પાતાળ ઊભાં કરતો દેરાજ ગામની નજીક આવ્યો. થોડીવારે તેણે ગામમાં પ્રવેશ કર્યો. એક–બે ગ્રામવાસીનો રસ્તામાં ભેટો થયો, પરંતુ એ બીજા મહોલ્લાના હતા. ભોળા મોદીની દુકાન પાસે આવતાં તેને અછીરૂદ્દીન દેખાયો. અછીરૂદ્દીન માર્ગ તારવીને જતો હતો, પણ દેરાજે સહાસ્ય વદને કહ્યું : " કાં, મને જોતાં જ મારગ તારવ્યો ? બધા મઝામાં છે ને ?"

અછીરૂદ્દીને ચારે તરફ નજર કરીને હાથના ઈશારાવતી એક તૂટેલા મકાન પાછળ આવવા જણાવ્યું. બંને કોઈ ન દેખે એવા સ્થળે ઊભા રહ્યા. અચ્છીરૂદ્દીને ધીરેથી કહ્યું : " કશા સમાચાર નથી મળ્યા દેરાજ ભાઈ ?"

દેરાજનો ચહેરો પીળો પડી ગયો. તણે ભય ભર્યા વદને કહ્યું : " ના, શું થયું છે ? હું તો ત્રણ દિવસથી ગામ છોડીને ફૂલવાડી ગયો હતો. "

અછીરૂદ્દીને કહ્યું : " દયાકાકાએ તારાં ઘર-બાર માલ-મિલકત બધું જપ્ત કરાવ્યું છે. ગાય, બળદ, બકરાં બધાંને તગડી મૂક્યાં છે. તું હવે જા, હું ઊભો રહીશ નહિ. દયારામના માણસો ચારેકોર ચોકી રાખે છે. પાંચી અને પાંચીની માને પણ ધક્કા મારીને બહાર કાઢ્યા છે. હું હવે જઉં છું. "

અછીરૂદ્દીન આટલું કહીને ભયનો માર્યો ચારે કોર નજર કરતો કરતો ચાલ્યો ગયો. દેરાજની નજર એ તરફ નહોતી-

વાત સાંભળીને તે પ્રથમ તો બેસી ગયો. તેના હૈયાપર જાણે કોઈ હથોડીના ઘા ઠબકારતું-મારતું હતું. થોડીવારમાં તો જાણે તેનું માથું ભમવા માંડ્યું. તે કશું નહિ સમજતાં ચારે દિશાએ ચકળ વકળ જોવા લાગ્યો. ક્યાં પાંચીને સાસરે મોકલવાનો આનંદ એ ક્યાં આ સર્વ નાશની કથા!

ઘડીભર બેસી રહ્યા પછી દેરાજ તીરવેગે ઊભો થઈ ગયો. આખા શરીરમાં વિજળી દોડી ગઈ. તેણે દાંત કચકચાવીને ગામ સામે મૂઠી ઉગામી. તેનું શરીર ક્રોધથી કંપી રહ્યું હતું. એકવાર 'યા અલ્લા'નો મર્મભેદી શબ્દ પોકારીને ધરતીપર પડેલ લાઠી ઉપાડી લીધી. ત્યાર પછી ભયંકર ક્રોધ સાથે તે ગામ તરફ વળ્યો. તેનો આ ચહેરો જોઈને લોકોના મનમાં થયું: જરૂર આ માણસ કોઈનું ખૂન કરશે.

રસ્તામાં એક બે માણસો એને મળ્યા, પણ દેરાજે કોઈના સામે દૃષ્ટિ કરી નહિ. ઉતાવળા પગલે તે પોતાના ઘર તરફ જવા લાગ્યો. દેરાજની આ સ્થિતિ જોઈને કોઇ એને પ્રશ્ન કરવાનું સાહસ કરી શક્યું નહિ.

સંધ્યા થઈ હતી. પશ્ચીમ આકાશ લાલ બન્યું હતું: દેરાજે પોતાના ઘર પાસે આવીને સાદ કર્યો: "નસીબીબી, પાંચી! પાંચી!"

કોઈએ ઉત્તર ન આપ્યો. ઘરમાં ઘોર ગંભિરતા રાજ કરી રહી હતી. ઘરના બારણે તાળું માર્યું હતું. આ જોઈને દેરાજે કરુણ ચિત્કાર કરતાં કહ્યું: "અરે કોઈ સાંભળે છે? મારી પાંચી, મારાં ઢોર-ઢાંખર, બધું ક્યાં છે?" આટલું કહીને તે ધરતી પર બેસી ગયો.

પાડપાડોશીમાં કોઇ એવું સાહસ ન કરી શક્યું કે, બહાર આવીને આ હતભાગિને આશ્વાસન આપે. જ્યારે દેરાજ કંઈક

સ્વસ્થ થયો, ત્યારે તેણે ચારે તરફ એક નજર દોડાવી. તેના મનમાં થયું કે સારું યે વિશ્વ ઘૂમરી ખાઈ રહ્યું છે. થોડીવાર પછી તેણે જોયું કે પડખે રહેતો એક પાડોશી હાથના ઈશારા વતી એને બોલાવી રહ્યો છે. દેરાજ ધીરે ધીરે પડોશીના ઘરમાં ગયો પડોશીએ તરત દ્વાર બંધ કરી દીધું.

પડોશીએ જે કંઈ કહ્યું તેનો સાર એ હતો કે: " આજે સવારે દયારામ પોલીસના માણસોને સાથે લાવીને અહીં આવ્યો હતો. ભયના માર્યા આ મહોલ્લાના બધા માણસો ઘર બંધ કરીને બેસી ગયા હતા. જમીનદારના હુકમથી દેરાજની પત્ની અને પુત્રીને પણ અપમાન સહિત ઘરબહાર કાઢીને ઘરને તાળું મારવામાં આવ્યું હતું. જતી વખતે જમીનદારના માણસો ઘરમાં ભાંગફોડ કરીને દેરાજની વહુને ગાળો દેતા ગયા હતા. દેરાજની સ્ત્રીને કે પુત્રીને કોઈ પાડોશી આશ્રય આપવાનું સાહસ કરી શક્યું નહિ. તેઓ છેવટે રડતાં-કકળતાં ગામ છોડીને મઠવાડીના મુનિરૂદ્દીન ગાજીને ત્યાં આશ્રય લેવા ગયા છે મુનિરૂદ્દીન દેરાજનો ફઈનો દીકરો ભાઈ થાય.'

દેરાજે શાંતિથી સાંભળ્યા પછી કહ્યું: " તમે બધા પાડોશી શું કરી રહ્યાં હતાં ?"

જુવાન પડોશીએ ભયથી ધ્રૂજતાં કહ્યું : " હું બીજું શું કરી શકું ? વાઘની બોડમાં કોણ હાથ ઘાલવા જાય ? "

દેરાજે રોષથી કહ્યું: " તું સાચો ખેડૂત જ નથી. ખેડૂતના માલ પર હાથ કેમ મૂકી શકાય ? હું એ ટાણે હાજર હોત તો..."

જુવાન પડોશીએ વ્યંગમાં કહ્યું : " મોઢેથી તો બધા આવી

બડાઈ મારે છે, દેરાજ ભાઇ ! જમીનદારના માણસો તેની નજરે ન ચડે ત્યાં સુધી ! "

દેરાજે અવજ્ઞાથી મોઢું ફેરવીને માત્ર એટલું જ કહ્યું : " હં... "

જુવાન પાડોશીને થયું કે હવે દેરાજને તરત વિદાય કરવો જોઈએ. નહિ તો દયારામનો રોષ વહોરવો પડશે. તે બોલ્યો : " દેરાજ ભાઈ, તમારે મઠવાડીએ નથી જવું ? "

" જવું તો છે. પણ આ તો ઘણો ભારે અન્યાય થયો છે. આ ગામના જેવો નાલાયક જમીનદાર બીજે ક્યાંય મેં તો નથી જોયો. મામુદપુરીની પ્રજા કેટલી સુખી છે ! "

ઘડીભર મૌન છવાયું. એકાએક દેરાજે કહ્યું : " મને એક છરી આપીશ ? "

" છરી તો તનુભાઈ લઈ ગયા છે. બીજી એકેય નથી. "

દેરાજ કેવળ ' હં ' કહીને પોતાના ઘર તરફ ગયો. મકાનના પાછલા ભાગમાંથી એક પત્થર ઉપાડીને નીચેથી તેજ-ધારવાળી મોટી કટાર કાઢી. એ કટાર વસ્ત્રમાં છૂપાવીને દેરાજ ધમધમાટ કરતો ચાલ્યો ગયો.

૨૦

**અદાલતમાં** આજે ભારે ધમાલ હતી. ચોરીના બનાવો તો હંમેશા ઘણા બને છે, પરંતુ આવો કેસ કદી આ અદાલતમાં આવ્યો નહોતો. આ મામલામાં એક રૂપાળી ભિખારીણિ ગુનેગાર હતી. તેણે એક દાક્તરની ઘડિયાલ ચોરી હતી. મજા તો એ હતી કે જેણે આ ફરિયાદ નોંધાવી હતી, તેણે ફરિયાદ પાછી ખેંચી લીધી હતી અને જણાવ્યું હતું કે ઘડિયાલ અને અછોડો મારો નથી. પરંતુ પોલીસે છતાંય ભિખારણને અદાલતમાં હાજર કરી હતી અને સાબિત કર્યું કે ઘડિયાલમાં દાક્તરનું નામ મોજૂદ છે. દાક્તરે પ્રથમ ફરિયાદ નોંધાવીને મુદ્દામાલ મળતાં એ પોતાનો છે એવી ખાત્રી કરી હતી અને પાછળથી એમણે ફરિયાદ પાછી ખેંચી લીધી છે. એટલે આ મામલામાં ગૂઢ રહસ્ય લાગે છે. આ બધી દલિલો પછી મેજિસ્ટ્રેટને કેસ ચલાવવાની ફરજ પડી. દાક્તરને પણ સમજાયું કે, ફણી ઈન્સપેક્ટરને રાજી ન કરવાનું પરિણામ સારું નથી આવ્યું. પણ હવે એ બધા વિચારો કરવા નકામા છે.

કેસ શરૂ થયો અને ભિખારણે પોતા તરફથી જે નિવેદન કર્યું, એથી આખી અદાલતમાં ગંભીરતા છવાઈ ગઈ. ચારે તરફથી વકીલો અને ઉમેદવારો એકઠા થઈને આ ખંડમાં આવી ગયા. ભિખારણનું નિવેદન અદ્દભૂત હતું. નિવેદન દ્વારા તે બોલી હતી: "હું એક ખાનદાન કુટુમ્બની પુત્રી અને ખાનદાન કુટુમ્બની વહુ છું. અનંતપુરમાં મારું ઘર છે. કેટલાક વરસ પહેલાં અનંતપુરના જમીનદારના મિત્ર નગેન સરકાર બેચાર વાર ગામમાં આવીને જમીનદારના મકાનમાં રહ્યા હતા. એ વખતે અલુ નામની એક હલકી બાઈ દ્વારા એમણે મને ફોસલાવીને ગૃહત્યાગ કરાવ્યો. પ્રથમ મને કલકત્તામાં લાવ્યા અને મને ખૂબ સુખ અને આદરથી રાખી. ત્યાર પછી થોડા સમયે હું બિમાર પડી. બિમારીના કારણે મારું લાવણ્ય નષ્ટ થતાં નગેન બાબુએ થોડાક પૈસા આપીને મને કાઢી મૂકી. હું મારી માતા પાસે જવા તૈયાર થઈ. પણ દેશમાં જઈને ગુપ્ત રીતે તપાસ કરી તો મારી માતા મારા વિયોગથી દિવાની બની ગઈ હતી. એટલે મારા મનમાં ખૂબ વૈરાગ્ય જન્મ્યો. મારી માતા મારા કલંક ખાતર પાગલ બની છે, એ જાણીને મને ઘણો આઘાત થયો હતો. હું પાછી કલકત્તા આવી અને મારા જીવનને બરબાદ કરનારા નગેન સરકારનું ખૂન કરવાની પ્રબળ ઇચ્છા સાથે હું તક શોધવા માંડી. પરંતુ હું જે મકાનમાં રહેતી હતી, તે મકાનની એક પાડોશણે એક દિવસે મને કંઈક નશાવાળી વસ્તુ ખવરાવી દીધી અને મારી તમામ મિલકત ઉઠાવીને તે નાસી ગઈ. હું રસ્તાની ભિખારણ બની. મારા અલંકારો, મારું ધન વગેરે સઘળું ચોરાઈ ગયું હતું. પેટની જ્વાળાને સંતોષવા માટે મેં ઘણા પ્રયત્નો કર્યા પણ મને સફળતા ન મળી અને છેવટે હું વેશ્યા બની. પણ બે વર્ષ પછી હું ફરી ગંભીર દરદમાં સપડાઈ. આ ગંભીર

અને લજ્જાશીલ દરદનો ચેપ મને નગેન સરકાર તરફથી મળ્યો હતો. ફરીવાર એ દરદે જોર પકડયું. હું ઈસ્પિતાલમાં દાખલ થઈ અને ચાર છ મહિને રોગમુક્ત બની, પણ રોગ અને સારા લોહીના અભાવના કારણે મારું રૂપ અને યૌવન નષ્ટ બની ગયું. એટલે મારા માટે ભિક્ષાવૃતિ સિવાય કોઈ માર્ગ ન રહ્યો. પરંતુ ભિક્ષાવૃતિના સ્વીકાર સાથે મારે હલકા માનસવાળા લોકો સાથે ચોરી કરવાનો પણ સ્વીકાર કરવો પડયો. હું મારું પૂર્વજીવન જાણે સાવ ભૂલી ગઈ અને સમાજના છેલ્લા દરજ્જા પર આવીને જીવવા માંડી. પેટભરવું એ એક જ મારો ઉદ્દેશ હતો. મારી આશાઓ અને ઊર્મિઓ તો મરી ગઈ હતી. આ પ્રમાણે ચોરી કરવાની વૃતિ ધીરે ધીરે દઢ થવા માંડી અને એક દિવસે મેં દાક્તરનું ઘડિયાળ ચોરી લીધું. આ ચોરી એ મારી માનસિક મુંઝવણનું પરિણામ હતું. હું આ ચોરીનો અપરાધ સ્વીકારું છું અને નામદાર કોર્ટને પ્રાર્થના કરું છું કે મારા જીવનને બરબાદ કરીને મારા માનસમાં ચોરી કરવાની પ્રવૃતિને જાગૃત કરવામાં શું નગેન સરકારનો દોષ નથી? હું જેલમાં જવા રાજી છું. એથી મને શાંતિ મળશે. કારણ કે જેલમાં જવાથી હું ચોરી અને ભિક્ષાથી મુક્તિ મેળવી શકીશ. પરંતુ જે મારા પતનનું મૂળ છે, મારા જીવનની બરબાદીનું જે સાચું તત્ત્વ છે તે નગેન સરકારને શું કશું ફળ નહિ ભોગવવું પડે?"

અદાલતમાં સંપૂર્ણ શાંતિ હતી. ધરતીપર સોય પડે તો પણ સંભળાય. કેવું આશ્ચર્ય! હાઈકોર્ટનો બેરિસ્ટર ખાનદાન અને પૈસાદારનો પુત્ર નગેન સરકાર શું આવી પ્રવૃતિ કરતો હશે? આ શું વિશ્વાસ યોગ્ય છે? વકીલ મંડળમાં આવા અનેક તર્ક-વિતર્ક થવા માંડયા. મેજીસ્ટ્રેટે ચુકાદો આપવો મુલત્વી રાખ્યો.

જે દિવસે ચુકાદો થવાનો હતો તે દિવસે અદાલતનો ખંડ ચીકાર ભરાઈ ગયો હતો. વકીલો અને બેરિસ્ટરો પણ સારી સંખ્યામાં આવેલા. વર્તમાનપત્રોએ કરેલા પ્રચારના કારણે જનતા પણ ટોળે મળીને આવેલ.

ચુકાદો સાંભળીને દરેક માણસો મેજીસ્ટ્રેટને ધન્યવાદ દેવા માંડ્યા: કોઈ કોઈ તો ખુલ્લું કહેવા લાગ્યા કે, આવો વિચારક ન્યાયાધિશ આ અદાલતમાં હજી સુધી એક પણ આવ્યો નથી. ચુકાદામાં મેજીસ્ટ્રેટે કહેલું: " ગુનેગારે પોતે જ ગુનાની કબૂલત કરી છે અને આ પહેલાં પણ એણે ચોરીઓ કરી છે એ સ્વીકાર્યું છે. એટલે આ માટે સજા થવી જોઈએ એમ કાયદો કહે છે. પરંતુ ન્યાયની દષ્ટિએ જોવામાં આવે તો ગુનેગાર નારી જન્મગત ચોર નથી, તેમ ચોરીની પ્રવૃતિને એ ધિક્કારે છે. પણ સમાજના પાશવી પ્રકૃતિના લોકોના અત્યાચારથી એ ચોરી કરતા શીખી છે. સ્થિતિનો અભાવ અને સંગદોષ એનું મુખ્ય કારણ છે. ગુનેગારના વિરુદ્ધમાં ચોરીનો આ અપરાધ પહેલી જ વાર સાબિત થયો છે. તે ખાનદાન અને ગૃહસ્થ ઘરની નારી છે. ભાગ્યદોષ નહોત તો તે આ પંથે કદી પગ ન મૂકત. આ બધું વિચારીને હું ગુનેગારને હળવી સજા કરું છું. એને ત્રણ દિવસની જેલની સજા ફરમાવું છું. અને આ દેશના હૃદયવાન લોકો અથવા એવી સામાજીક સંસ્થાઓને હું ભલામણ કરું છું કે, તેઓ સજા પૂરી થયા પછી આ બહેનને આશ્રય આપે. જેથી આ બહેન પ્રમાણિક પણે જીવી શકે."

ચુકાદો વંચાઈ ગયા પછી એક વકીલે ઊઠીને કહ્યું: " શહેરના એક અનાથાશ્રમ તરફથી એક સજ્જન નામદારને

પ્રાર્થના કરવા ઇચ્છે છે. નામદાર આજ્ઞા કરે તો એ ભાઈને હાજર કરું."

મેજીસ્ટ્રેટે હાસ્ય સહિત અનુમતિ આપી. એટલે એક યુવકે નમસ્કાર કરીને ઊભા થતાં કહ્યું: "આપ આજ્ઞા કરો તો આ અનાથ છોકરીને અમો અમારા અનાથાશ્રમમાં સ્થાન આપીએ."

તે યુવક હતો સૌરિન્દ્રમોહન. મેજીસ્ટ્રેટે આ ખાદીધારી યુવકનો ચહેરો જોઇને નક્કી કર્યું, આ કોઈ સંસ્કારી યુવાન છે. તેમણે આશ્રમ સંબંધમાં બે ચાર પ્રશ્નો કરીને અનુમતિ આપી. આ દરમિયાન ભિખારણને લઈ જવામાં આવી હતી.

દાક્તર અજીતનાથે ઉતાવળે પગલે આવી સૌરિનનો હાથ પકડીને કહ્યું: "અરે સૌરિન! તું આટલો બધો દુબળો થઈ ગયો છે? તું ક્યાં રહે છે: હર્તુકીબાગાનમાં જ ને?"

"હા. હમણાં તો ત્યાં જ છું. બે ચાર દિવસમાં મેદિનીપુર જવાનું છે." સૌરિને કહ્યું.

અજીતે કહ્યું: "કેમ? મારે તારી સાથે ખાસ વાતો કરવાની છે."

"પણ હમણા મને સમય નથી. મેદિનીપુરથી પાછો આવીશ ત્યારે સમય મળશે." કહીને સૌરિન્દ્રે અદાલતના ખંડનો ત્યાગ કર્યો.

# ૨૧

**અનંતપુરમાં** કંટાળીને સુધા છેવટે કલકત્તા આવી ગઈ. અનંતપુરના છેલ્લા બનાવોએ સુધાના હૈયા પર ભારે અસર કરી. સુધાનો હાસ્ય પ્રફુલ્લ ચહેરો સદાય ગંભીર રહેવા માંડ્યો. અમલ અને અજીતને આથી આશ્ચર્ય ન થયું. કારણ, ભિખારણના કેસની સઘળી હકીકત સુધાએ સાંભળી હતી. સુધા સામે જ્યારે જ્યારે એ બનાવ સંબંધી વાત ઉભી થતી ત્યારે તે ભારે ગંભીર બની જતી અને આ વાતમાં પોતાને જરાયે રસ નથી એવું જણાવી દેતી. સૌરિન્દ્રમોહનને રજા આપવા સંબંધનું કારણ પૂછતાં તેણે માત્ર એટલું જ કહેલું: 'મારી ગેરસમજના કારણે આ બનાવ બની ગયો છે. એ માટે મને ઘણું દુ:ખ થાય છે.' આ સિવાય તે કશું કહેવા ઈચ્છતી નહોતી.

પરંતુ દાક્તર સહજમાં છોડે એમ નહોતો. તેણે કહ્યું: "તારી ગેરસમજના કારણે બન્યું હશે, એમ મેં પ્રથમથી જ ધારેલું અને આ માટે મેં અમલને પણ કહેલું. સૌરિનમાં

ગમે તેટલા દોષ હોય. પણ તેં જે સાંભળ્યું છે, એ દોષ એનામાં ન હોય એ હું છાતી ઠોકીને કહી શકું છું. ચંદ્રમાં કલંક છે પણ એના ચારિત્રમાં કલંક નથી."

સુધાએ મ્લાન વદને કહ્યું: "આપ બરોબર નથી સમજ્યા: મેં કોઈની વાત સાંભળીને આ કાર્ય નથી કર્યું, પણ મારી જ ભૂલથી બન્યું છે."

અમલ હસીને બોલ્યો: "એ કાંઈ નવું નથી. તું પ્રથમથી જ એને ખોટી રીતે સમજી હતી."

સુધા કોઈ ગુનેગાર માફક નીચું જોઈને મૌન બેસી રહી. દાક્તરે તેને અપ્રતિભ થયેલી જોતાં કહ્યું: "પણ એમાં શું થઈ ગયું? એ કંઈ નોકરી માટે તો બેઠો નહોતો. એને આપણે આપણી ભૂલ થઈ છે એવું જણાવી દઈશું એટલે પતી જશે."

સુધા વધારે સંકુચિત બની. તે કશું બોલી શકી નહિ. અમલે કહ્યું: "તું આ વાતને જેટલી સરલ માને છે, એટલી સરલ નથી. અજીત! સૌરિન પણ ઓછો અભિમાની નથી. આપણે ક્ષમા પણ કોની પાસે માગીએ? એ તો અહીં છે નહિ."

સુધાએ આ વખતે પ્રશ્ન કર્યો: "કેમ...તે ક્યાં ગયા છે?"

અમલે કહ્યું: "મેદિનીપુરમાં જલપ્રલયના રાહત કાર્ય માટે ગયો છે. શું એ ચુપ થઈને બેસી રહે એવો માણસ છે?"

સુધાએ દબાયેલા સ્વરે પ્રશ્ન કરી નાખ્યો: "શું આવા નબળા શરીરે?"

અજીતે કહ્યું : "હા. તું પણ અજબ છે! સૌરિને કદી પોતાના શરીરનો વિચાર કર્યો છે ખરો ? એ પણ ધૂની છે."

સુધાએ ગંભીર સ્વરે કહ્યું : એમના જેવા ધૂની આ દેશમાં ઘેરઘેર હોત તો..."

અમલને આશ્ચર્ય થયું. તે બોલ્યો : "આ શું સુધા! એટલી વારમાં જ તારો સૂર પલટાઈ ગયો! મારે એનો પક્ષ ખેંચીને તારી સાથે કેટલીય વાર ઝઘડવું પડયું છે, ત્યારે તો તારા સ્વરમાં આવું દર્દ નહોતું." કહીને અમલ ખડખડાટ હસી પડયો.

અજીતે કહ્યું : "તું એને વધુ ન શરમાવ. આમ જોતો નથી, સુધાની આંખો પણ ભીની થઈ ગઈ છે. સુધા! હું વિશ્વાસપૂર્વક કહું છું કે સૌરિન ઘણો સરળ છે. એકવાર દોષનો સ્વીકાર કરીશ એટલે એ સઘળું ભૂલી જશે."

બરાબર આ સમયે એક નોકરે આવીને ટપાલમાં આવેલા બે કાગળ અમલના હાથમાં મૂકયા. અમલે પહેલું કવર જોયું તો એ અનંતપુરથી આવેલ. કચેરીના મોટા મહેતાજીએ લખેલ. દયાકાકા હોય ત્યાં સુધી કચેરીનો કોઈ માણસ અમલને કાગળ લખી શકે નહિ. ત્યારે ? અમલે એકદમ કવર ફોડયું અને કાગળ વાંચવો શરૂ કર્યો. વાંચતા વાંચતા એના બંને નયનો વિસ્ફારિત બન્યાં. ચહેરા પર વિસ્મયનો ભાવ પ્રગટયો. એકાએક તેનાથી હળવો નિશ્વાસ ધ્વનિ નંખાઈ ગયો. દાક્તર અને સુધાએ આશ્ચર્ય પામતાં પ્રશ્ન કર્યો : "કેમ, શું બન્યું છે?"

અમલે દાક્તરના હાથમાં પત્ર મૂકતાં કહ્યું : "લે વાંચ." દાક્તરે પત્ર વાંચવો શરૂ કર્યો :

પરમ માનનીય શ્રીમાનની સેવામાં,

અહીં તો મહા ગજબ થઈ ગયો છે. દેરાજ ગાજી નામના આપણા એક પ્રજાજને હારાણ કુંભારને ત્યાં ગઈકાલે સાંજના સમયે મેનેજર સાહેબનું ખૂન કર્યું છે. ગઈકાલે સવારે મેનેજર સાહેબ વિઘોટીની વસુલાત માટે દેરાજને ઘેર ગયેલા. દેરાજ એના સગાને ત્યાં બે ત્રણ દિવસથી ગયેલો. મેનેજર સાહેબે દેરાજની માલ–મિલકત લેણા પેટે જપ્ત કરી. સાંજના વખતે દેરાજે આવીને આ હકીકત સાંભળી. તે ખૂબ ઉશ્કેરાઈ ગયો અને એક છરી વસ્ત્રમાં છૂપાવીને મેનેજરની શોધ કરવા માંડયો. તે કચેરીમાં પણ આવેલો. પરંતુ એના ચહેરા પરથી અમને કશો શક ન આવ્યો. તેણે સહજ ભાવે વાત કરી. અને અમે તેને હારાણ કુંભારને ઘેર મેનેજર બાબુ ગયા છે એમ કહ્યું. અમે એમ ધાર્યું હતું કે દેરાજ મેનેજર સાહેબના પગ પકડીને રાહત માગવા ચાહતો હશે. પરંતુ સંધ્યા પછી અમને ખબર મળ્યા કે હારાણ કુંભારને ત્યાં એકાએક દેરાજે જઈને મેનેજરબાબુની ગરદન પર છરો ફેરવી દીધો છે. દેરાજની આ પ્રવૃત્તિને કોઈ રોકી શકયું નહિ. મેનેજરબાબુ એ વખતે હારાણ કુંભારને બાંધીને પકડી લાવવા માગતા હતા; કારણ કે હારાણ વિઘોટી ભર્યા વગર રાતના ગામ છોડીને નાશી જવાનો હતો. મેનેજરબાબુની સ્થિતિ ગંભીર છે. તેમને ઈસ્પિતાલમાં દાખલ કર્યા છે. દાક્તરે કહ્યું છે કે, એમના બચવાની કોઈ આશા નથી. ગરદન પર ઘા ઊંડો છે. રક્તશ્રાવ બંધ થતો નથી. દેરાજ અત્યારે પોલીસ પહેરા તળે છે. આપશ્રીની જાણ માટે આ લખ્યું છે. યોગ્ય લાગે તે વ્યવસ્થા કરજો.

આશ્રિત સેવક,

શ્રી રામલોચન સરકાર.

દાકતરે પત્ર વાંચ્યા પછી કહ્યું : "ભારે ગજબ થઈ ગયો!"

સુધાએ કહ્યું : "આમાં ચમકવા જેવું કશું નથી. આવું કોક દિવસ બનશે, એ હું આ વખતે કેટલાક કારણોથી જાણી શકી હતી."

અમલે વિસ્મય પામતાં કહ્યું : "કેવી રીતે? હું તો કશું જાણુતો નથી. સમજી પણ શક્યો નથી."

સુધાએ કહ્યું : "દયાકાકા બચી જાય, એવી હું પ્રાર્થના કરું છું. છતાં પણ તેઓએ આપણાથી ગુપ્ત રીતે જમીન-દારીમાં એટલા અત્યાચારો કર્યા છે કે, જેનું પરિણામ આવું આવે એ આશ્ચર્ય પામવા જેવું નથી."

અમલે પ્રશ્ન કર્યો : "તેં કેવી રીતે જાણ્યું?"

સુધાએ નિતુ ગાંડીની કથાનો અને હારાણ કુંભારની પુત્રીનો પ્રસંગ ટૂંકામાં જણાવ્યો; ત્યાર પછી તે ગંભીર સ્વરે બોલી : "અને હું જે કંઈ જાણી શકી છું તેમાં દયાકાકા કરતાં એક માણસ વધારે અપરાધી છે. મારું માનવું છે કે એ માણસના લીધે જ દયાકાકાએ અનેક અત્યાચારો કર્યા છે."

અમલને દાકતર એક સાથે બોલી ઊઠયા : "એ માણસ કોણ છે?"

સુધા નમેલા વદને મૌનભાવે બેસી રહી. બરાબર આ સમયે એક માણસ આ સ્થળે આવ્યો. તેને જોઈને ત્રણે જણા ચમકી ઉઠયાં. આવનાર મિ. સરકાર હતા. તેમના લાલનેત્રો અને ધ્રૂજતા હાથ જોઈને સહુ સમજી શક્યા કે તેઓ કઈ સ્થિતિમાં અહીં આવેલ છે.

પરંતુ મિ. સરકાર આ લોકોનું ભાવપરિવર્તન જોઈને જરાય અપ્રતિભ ન બન્યા. જાણે કશું બન્યું નથી એમ સહજ ભાવે તેમણે કહ્યું: "ઓહ્ સુધા! સાંભળ્યું કે બે ત્રણ દિવસથી સુધા આવી છે. આ શુભ સમાચાર મને વહેલા આપ્યા હોત તો તમને કશું નુકશાન ન થાત."

અમલ એકાદ રુઢ વાત કહેવા જતો હતો, પણ અજીતે વચ્ચે પડીને કહ્યું: "જો નગેન! અસભ્યતાની પણ સીમા હોય છે. તું નશામાં ન હોય ત્યારે આવજે. અત્યારે તું જા."

નગેન કંઈ કહેવા જાય એ પહેલાં જ અમલે કહ્યું: "જુઓ, તમે મારા પિતાશ્રીના મિત્રના પુત્ર છો, તેથી આપને અપમાન સહીત બહાર કાઢવાનું દરવાનને નથી કહેતો. કહો, એ અપમાન જોવા માગો છો કે આપ જાતે જ ચાલ્યા જાઓ છો?"

મિ. સરકારે જરાપણ ગભરાયા વગર ધ્રૂજતા દેહે એક ખુરશી પર બેઠક લીધી. પછી હસીને કહ્યું: "આ તું શું કહે છે અમલ! આવી મશ્કરી હોય?"

અમલે ગરમ થતાં કહ્યું: "આને જો મશ્કરી કહી શકાતી હોય તો સ્વાભાવિક કોને કહેવાય એ હું જાણતો નથી. જવા દો, ચર્ચા કરવા હું નથી ઈચ્છતો. મારી બહેનની સામે આપની હાજરીને હું અપમાનજનક માનું છું. આથી વધુ સ્પષ્ટ કંઈ કહેવાનું રહે છે?"

મિ. સરકારે વિનતિભર્યા સ્વરે કહ્યું: "કેમ ભાઈ! એક નીચ ભિખારણે કોર્ટમાં બનાવટી વાત કરી એથી આપણી મૈત્રિ તૂટી ગઈ?"

અમલે દૃઢ સ્વરે કહ્યું: "જ્યાં સુધી તમે એ ભિખારણની વાત બનાવટી છે એવું સિદ્ધ ન કરી શકો ત્યાં સુધી તમે સભ્ય સમાજમાં રહેવાને યોગ્ય નથી. તમારો ચહેરો જોઈને મને આશ્ચર્ય થાય છે! સુધા, તું અંદર જા."

મિ. સરકારે એકદમ કહ્યું: "શા માટે, સુધા શા માટે જાય? એ મારી વાગ્દત્તા છે – તારા પિતાએ મને આપવાનું વચન આપેલું છે."

અમલ ઉત્તર આપે એ પહેલાંજ અત્યાર સુધી માન રહેલી સુધા ધીરે અને શાન્ત સ્વરે બોલી: "તમે બંને બાજૂના ખંડમાં જાઓ. મારે જે કહેવાનું છે તે હું મિ. સરકારને કહીશ."

મિ. સરકારે કહ્યું: "શા માટે? બધાની સામે તું કહી શકે છે. એ ભિખારણનું ભેજું પણ એની મા માફક ચસકી ગયું છે."

છતાં પણ સુધાએ કહ્યું: "હું જે કહીશ તે આપના માટે સારું નથી. હું આપની ખાનગી વાત બીજા કોઈને જણાવવા ચાહતી નથી."

મિ. સરકારે ટેબલ પર જોરથી હાથ પટકતાં કહ્યું: "ડેમઈટ! મારે માટે ખાનગી જેવું નથી. જે કંઈ કહેવું હોય તે છૂટથી કહી શકે છે."

સુધાએ કહ્યું: "તો પછી મારો કોઈ દોષ નથી. તમે કહી શકો છો, અનંતપુરમાં કોઈ ગૃહસ્થની વિધવા પુત્રીને આપે પત્ર શા માટે લખ્યો હતો?"

મિ. સરકારનું મોઢું સૂકાઈ ગયું. છતાં તેણે છટાથી

કહ્યું: "કોણ, હું? અરે કોઈ બદમાશે મારા નામે આ બધું કૌભાંડ ઊભું કર્યું લાગે છે. ઓહ, સમજાયું. પેલો રખડુ! એણે જ હારાણ કુંભારની છોકરી સાથે ન ઇચ્છવા યોગ્ય વર્તન ચલાવ્યું હતું. એ જાણીને જ તેં એને રજા આપી હતી, કેમ?"

દાક્તરે કહ્યું: "જો, પાગલની માફક મનમાં જે આવે તે ન બોલ. તું તો એના પગની ધૂળ બરાબર પણ નથી. અને તું એના જીવનનો નિર્ણય કરવા માગે છે? રખડુ એ નથી પણ તું છે."

મિ. સરકારે કહ્યું: "તું પણ ભારે મશ્કરી કરી શકે છે. એ નાલાકના દોષનો ભોગ મને બનાવવા માગો છો?"

એમણે ઘૃણા ભર્યા સ્વરે કહ્યું: "સૌરિન તારા જેવો નીચ ચારિત્રહીન નથી. તને હું છેલ્લી વાર કહું છું, તું જાય છે કે નહિ...?"

મિ. સરકારે છતાં પણ કહ્યું: "સારું, હું જોઈ લઈશ. બ્રિચ ઓફ કોન્ટ્રેક્ટ – સિવિલ અને ક્રિમિનલ બંને..."

અમલે કહ્યું: "તારાથી થાય તે કરી લે જે: હું તૈયાર જ છું. પણ એક વાત કહી રાખું છું: હવે પછી મારી બહેનની હાજરીમાં તું આવીશ તો તને અપમાન સહિત બહાર કાઢી મૂકીશ."

નગેન ન રોકાયો. પગ પછાડતો ચાલ્યો ગયો. જતી વખતે તે માત્ર એટલું જ બોલ્યો – "ડેમઈટ!"

દાકતરે કંટાળા ભર્યા સ્વરે કહ્યું: "નાલાયક! જો સુધા, અમને ભય લાગતો હતો કે, કદાચ તારો મનોભાવ અન્ય દિશાએ હોય. એથી જ આના સંબંધી કોઈવાત તારી પાસે

અમે કરી નહોતી. ઓહ, કાન પાસેથી કેવું તીર ચાલ્યું ગયું! માણસને ઓળખવો એ અઘરું કામ છે."

આ દરમિયાન અમલ બીજો પત્ર વાંચવામાં રોકાયો હતો. તે બોલ્યો: "આ શું લખે છે એ સમજાતું જ નથી."

દાક્તરે કહ્યું: "કોનો કાગળ છે."

"સૌરિનનો."

"સૌરિનનો! શું લખે છે, વાંચતો..."

અમલે પત્ર વાંચવો શરૂ કર્યો.

**પ્રિય ભાઈ,**

તને આ રીતે સંબોધન કરવાથી કદાચ તું અસંતુષ્ટ બનીશ. કારણ કે આપણી વચ્ચે પહેલા જેવો સંબંધ રહ્યો નથી. પણ મારા માટે તો મુશ્કેલી છે. હું તને આપ કે શ્રીમાન કહીને નહિ સંબોધી શકું. એટલે હું તો પ્રથમના જ બંધુ ભાવે લખું છું. તને માઠું લાગે તો ક્ષમા કરજે.

આ પત્ર બંધુ ભાવે લખવાનું એક બીજું પણ કારણ છે. તારા ઘરમાં કોઈ હીન શત્રુ હોય એમ મને લાગે છે. એની તપાસ કરવા માટે એક કાગળ આ સાથે મોકલ્યો છે. એ વાંચીશ એટલે સમજી શકીશ, જે તારી પાસે મિત્ર તરીકે રહીને તારા સંસારમાં આગ સળગાવતો હોય, તેને પકડી પાડવો જોઈએ. એમ મને લાગવાથી મિત્ર ભાવે આ પત્ર લખું છું.

હારાણુની પુત્રીને બચાવવા માટે હું જે દિવસે મૈત્રબાગમાં ગયો હતો, તે દિવસે ભાગ્ય યોગે આ સાથેનો પત્ર મને મળ્યો હતો. તારા મેનેજરે એ કાગળ ભૂલથી ટુનીને વાંચવા આપેલો. એ કાગળમાં શું લખ્યું છે અને શા માટે લખ્યું છે

એ તું સમજી શકીશ. એ પત્ર કોણે લખ્યો છે એ હું હજી પણ કલ્પી શક્યો નથી. તારાથી બને તો શોધવાનો પ્રયત્ન કરજે.

તું મને મિત્ર તરીકે કોઈપણ દિવસે માની શકે, તો આ મિત્રની એક પ્રાર્થના માનીશ? જેણે કશો અપરાધ કર્યો નથી, જે બિચારી કોઈના પ્રપંચને કારણે તારો વિયોગ સહી રહી છે. જેના નિષ્કલંક જીવનની તું એક જ આશા છે, એને તું તારા હૈયામાં હંમેશને માટે સ્થાન આપજે. તારા હાથે થયેલા અજાણ્યા પાપનું એ એક જ સાચું પ્રાયશ્ચિત છે. એનાં આંસુથી શું તારા સંસારનું કદી કલ્યાણ થઈ શકશે? ભાઈ, પગમાં પડીને પ્રાર્થના કરું છું કે, વગર વાંકે જેનો ત્યાગ કર્યો છે, તેને ક્ષમા માગીને હૈયાપર લઈ લે–તું ઉદાર છે, શિક્ષિત છે– મને આશા છે કે મારી આ પ્રાર્થના નિષ્ફળ નહિ જાય.

તારો શુભચિંતકઃ
**સૌરિન્દ્રમોહન**

દાકતરે હર્ષ પૂર્વક કહ્યું: "આનું નામ શિક્ષણની સાર્થકતા! જોયુંને? સૌરિન પ્રત્યે તમે કેવો ભયંકર અન્યાય કર્યો છે? છતાં પણ એ સંબંધે એક શબ્દ સરખોય લખ્યો નથી. માત્ર જેમાં તારું કલ્યાણ થાય એજ લખ્યું છે!"

સુધા મસ્તક નમાવીને અન્ય દિશાએ મોઢું ફેરવી ગઈ. તેના કમળ જેવા નયનો પર અશ્રુબિન્દુ ચમકી રહ્યાં હતાં! અમલકુમારે સૌરિને મોકલેલો બીજો પત્ર વાંચવો શરુ કર્યો. વાંચીને તે ગંભિર ભાવે બેસી રહ્યો. સુધા પણ કશું બોલી નહિ. માત્ર દાકતરે આ નીરવતાનો ભંગ કરીને કહ્યું: "ત્યારે તો સુધા બરોબર કહેતી હતી. કેવું આશ્ચર્ય! તમારા દયાકાકાના

માથામાં આવી નીચતા ભરી હતી! આપણે કશું પકડી શક્યા નહિ. અમલ આજે જ તારા સાસરાને એક પત્ર લખી નાખ, અને શ્રીમતીને તેડાવી લે. શું કહે છે? કે તું જાતે જવા ઇચ્છે છે?"

અમલે દીર્ઘ નિશ્વાસનો ત્યાગ કરતાં કહ્યું: "આ માટે પત્ર લખવાની જરૂર નથી. અપરાધ મેં કર્યો છે, અને એનું પ્રાયશ્ચિત મારે જાતે જઈને કરવું પડશે. સુધા મને વારંવાર કહેતી કે, એને બોલાવો: પણ હું કશું સાંભળતો નહિ. હં, સુધા, શું તને ખબર હતી કે, અંદરખાને આવો પ્રપંચ રમાઈ રહ્યો છે?"

સુધાએ આ વખતે મોઢું ઉંચુ કરીને કહ્યું: "ના ભાઈ, એ હું કશું જાણતી નહોતી, પણ મારું હૃદય કહેતું હતું કે મારાં ભાભી નિર્દોષ છે."

અમલે કહ્યું: "હં. પણ આ પત્ર લખનાર કોણ હશે? દયાકાકાને આવો સાથી ક્યાંથી મળી ગયો?"

સુધા કે દાકતરે કોઈએ આ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. થોડીવાર પછી સુધાએ નમેલા વદને કહ્યું: "ભાઈ! એને ઓળખી શક્યા નહિ?"

અમલે કહ્યું: "ના." દાકતરે પણ 'ના' કહી.

સુધાએ કહ્યું: "ઘડીક પહેલાં તમારા મિ. સરકાર સામે જ્યારે ટુનીની વાતનો પ્રસંગ કાઢ્યો, ત્યારે પણ ન સમજી શક્યા કે એ માણસ કઈ ધાતુથી ઘડાયેલ છે? એ શું ન કરી શકે?"

અમલ અને દાક્તર બંને ચમકી ઉઠ્યા. દાક્તરે કહ્યું: "ઓહ, સમજાયું. હવે વધુ કહેવાની જરૂર નથી. સુધાએ અમારા

અંધકારમાં પ્રકાશ વેર્યો છે. કેવો પાજી! હં, સુધા સાથે લગ્ન કરીને એ બધી મિલકત પચાવી પાડવા માગતો હતો. લોફર!"

અમલે ઉભા થઈને કહ્યું: "સુધાના લગ્ન એની સાથે કરવાની વાત જ્યારે જ્યારે નીકળતી ત્યારે ત્યારે હું મનમાં ધ્રૂજી ઉઠતો. સુધા –!"

અમલે જોયું તો સુધા ચાલી ગઈ હતી. દાક્તરે એકાએક ઉભા થઈ અમલના ખભા પર હાથ મૂકીને સ્મિત વદને કહ્યું: "અનંતપુરમાં રહીને તું કશું જાણી શક્યો છે અમલ? દિવસે દિવસે નગેન પ્રત્યે સુધાનો મનોભાવ શા માટે વિચિત્ર થતો જતો હતો? કોઈ કોઈ વખત એ સૌરિનનો પક્ષ શા માટે લેતી હતી?"

અમલે આનંદ પૂર્વક કહ્યું: "આ તું શું કહે છે? ના, ના, ખરેખર આ સાચું છે? દાક્તર, આ જો સાચું હોય તો હું માનીશ કે મારા જેવો જગતમાં કોઈ સુખી નથી."

આટલું કહીને અમલ દાક્તરને પ્રેમભાવે વળગી પડ્યો. ત્યારપછી બંને મિત્રો વચ્ચે આ માટે કેટલીક ખાનગી ચર્ચા થઈ.

## ૨૨

જ્યાં નજર કરો ત્યાં કાદવ અને પાણીનો પ્રવાહ જામી પડ્યો હતો. ઘરો તૂટી ગયાં હતાં. લોકો બેહાલ બનીને આશ્રમ માટે ઝંખી રહ્યા હતા. પાણીના પ્રવાહમાં ખેતરો, વૃક્ષો અને ગામડાઓ તારાજ થઈ ગયાં હતાં. લોકો–કંગાલ અને નિરાશ્રીત લોકો સહાય માટે ચારે દિશાએ પોકાર પાડી રહ્યાં હતાં.

શુદ નવમીની રાત્રિ હતી. ચંદ્રના ઉજ્વળ કિરણો આ પ્રલયની મશ્કરી કરી રહ્યાં હતાં. જાણે પોતે સાવ નિરપરાધ છે! હજી એક જ સપ્તાહ પહેલાં હજારો લોકોના જળપ્રલયથી પ્રાણ ગયા છે, અને આજે ચંદ્ર કિરણો એ મહાપ્રલય પર હસી રહ્યાં છે.

ગંભિર રાત છે. ચારે દિશાઓ નીરવ છે. માત્ર પાણીના પ્રવાહનો પછડાટ એ નીરવતાનો ભંગ કરી રહેલ છે.

એક તરફની ઉચ્ચ ભૂમિપર કેટલાક તંબૂ ચંદ્રકિરણો સાથે મળી ગયા છે. બધા તંબૂઓમાં અંધકાર છે. માત્ર એક તંબૂ-માંથી દીવાનો પ્રકાશ બહાર નીકળી રહ્યો છે.

તંબૂની અંદર એક યુવક હીસાબ તપાસી રહેલ છે. ટેબલ પર કાગળના થોકડા પડ્યા છે. દીપકના પ્રકાશમાં એક તરફ ગોઠવેલું મહાત્મા ગાંધીજીનું ચિત્ર જાણે શાંતિ પાથરી રહ્યું છે.

રાત્રિનો એક પ્રહર પસાર થઈ ગયો હતો. બધા સૂઈ ગયા હતા. પણ આ યુવકને વિરામ નહોતો. તે એક ધ્યાને એક પ્રશ્નનો વિચાર કરી રહ્યો હતો. જૂદા જૂદા રાહત કેન્દ્રોમાં કોને કોને આવતી કાલે મોકલવા અને કેટલી સામગ્રી મોકલવી? એ બધું એ યુવક વિચારી રહ્યો હતો.

એકાએક એની વિચાર ધારામાં સ્ખલન થયું. એક સ્વયં સેવકે આવીને કહ્યું: "એક બહેન આપને મળવા માગે છે."

સ્વપ્નમાંથી જાગૃત થયો હોય તેમ સૌરિન વિસ્મય પામ્યો. બોલ્યો: "એક બહેન? આવડી રાતે?"

સ્વયંસેવકે કહ્યું: "જી હા. એ બહેન કોઈ ગૃહસ્થ ઘરનાં લાગે છે. સાંજની ગાડીમાં આવ્યાં છે, અને ખડકપુરથી ચાલીને આવ્યાં છે."

સૌરિને આશ્ચર્ય પામતાં કહ્યું: "ગૃહસ્થ ઘરનાં! એકલાં... આવડી રાતે? સારું. એમને સાત નંબરના તંબૂમાં લઈ જાઓ. આજની રાત..."

સ્વયંસેવકે વચ્ચે જ કહ્યું: "તેઓ રોકાવા નથી ઈચ્છતા. આપને મળીને તરત પાછા જવા ચાહે છે. તેમણે કહ્યું છે કે વાત કરતાં વધારે સમય નહિ લાગે."

સૌરિનના ચહેરાપર કંટાળો આવ્યો. તેણે કંટાળા ભર્યા સ્વરે કહ્યું: "મારે કેટલું કામ બાકી પડ્યું છે! તમે જાણો છો છતાં શા માટે સમજાવી શક્યા નહિ?"

"મેં એમને બધું કહ્યું હતું. પણ એમને જરૂરી કામ છે, વાત કરતાં દસ પંદર મિનિટ પણ નહિ લાગે."

ન છૂટકે સૌરિને કહ્યું: "સારું. લઈ આવો. તમે દરવાજા પાસે ઊભા રહેજો. વાત પૂરી થાય એટલે તમે એમને લઈ જજો."

સ્વયંસેવકે કહ્યું: "કોઈની હાજરીમાં એ તમને મળવા નથી માગતાં. એમ તેમણે કહ્યું છે."

"સારુ."

સ્વયંસેવક ચાલ્યો ગયો. સૌરિન વિસ્મયમાં પડ્યો. તે વિચારવા લાગ્યો. આવડી રાતે કોણ આવ્યું હશે? શું કોઈ નારી

અનાથ બનીને આશ્રય માટે આવી હશે ? શું કોઈ બહેન અત્યાચારનો ભોગ બનીને આવી હશે ? વિચારમાં તે મહાત્માજીના ચિત્ર સામે સ્થિર નજરે જોઈ રહ્યો. તંબૂના દ્વાર પાસે કોઈના પગલાનો અવાજ સાંભળતાં જ તે ચિત્ર સામે નજર રાખીને બોલ્યો : "આપને શાની જરૂર છે ?"

કશો ઉત્તર ન મળતાં સૌરિન વધુ વિસ્મય પામ્યો, અને તેણે બારણા તરફ નજર કરી. દૃષ્ટિ પડતાં જ તેના શરીરમાંનું રક્ત જાણે સ્થિર થઈ ગયું. તેની આંખો સ્વપ્ન જોવા લાગી. તે મનથી વિચારવા લાગ્યો. આ તે સ્વપ્ન છે કે સત્ય ? ભયંકર પ્રલયથી તારાજ થયેલા આવા પ્રદેશમાં ગર્વિતા સુધા આમ આવડી રાતે એકલી આવે એ શું માની શકાય એવું છે ? તે સ્થિર નજરે સુધા સામે જોઈ રહ્યો. તેના મોઢામાંથી એક પણ શબ્દ ન નીકળ્યો. સુધા પણ ચિત્રલેખાની માફક તંબૂના દ્વાર પાસે નીરવ ભાવે સૌરિન સામે જોતી ઉભી રહી. સૌરિને સુધાની દૃષ્ટિમાં કોઈ અપૂર્વ સ્વર્ગીય ભાવ જોયો. આવો ભાવ તેણે જીવનમાં કોઈ સ્ત્રીના નયનમાં કદી નહોતો જોયો.

બંને ક્યાં સુધી આમ નીરવ રહ્યાં. એ બંનેમાંથી કોઈ ન જાણી શક્યું. કદાચ યુગયુગ પર્યંત બંને આમ એકબીજા સામે જોઈ રહેત તો પણ એ એક ક્ષણ ગણાત.

પ્રથમ સૌરિનની ચમક ભાંગી. તે આસન પરથી ઊભો થયો અને ભારે સ્વરે બોલ્યો: "આ શું, આપ આ સ્થળે ! બેસો. અમલભાઈ ક્યાં છે ?"

સુધા કશું બોલી શકી નહિ. આવેશમાં એકદમ દોડીને સૌરિનના ચરણોમાં ઢળી પડી. સૌરિનના ચરણ પર બંને હાથ મૂકીને તે અશ્રુભર્યા સ્વરે બોલી: "કહો, મને ક્ષમા કરશો ?"

તે વધુ ન બોલી શકી. સૌરિને બંને હાથે એ સુવર્ણ પ્રતિમાને ધરતીપરથી ઉભી કરીને વિસ્મય ભર્યા સ્વરે કહ્યું: "આપ આ શું કરો છો ? ક્ષમા ! આપે એવું શું કર્યું છે કે જેને માટે ક્ષમા……?"

સુધાના નયનમાંથી આંસુ ખરી રહ્યાં હતાં. એ જોઈને સૌરિનના હૃદય પર ભારે અસર થઈ. તે કરુણ સ્વરે બોલ્યો: " આપ આમ શા માટે કરો છો? આપને શું દુ:ખ છે? કહો, શું કરવાથી આપ શાંત થશો?"

સુધાના બંને હાથ હજી સૌરિનના હાથમાં ધ્રૂજી રહ્યા હતા. તે ગળગળા સ્વરે બોલી: " ક્ષમા! ક્ષમા! બીજું કશું ન જોઈએ. કહો ક્ષમા આપો છો?"

સૌરિનનું વિસ્મય હજી પણ દૂર થયું નહોતું. તે બોલ્યો: " ક્ષમા! પણ શેની ક્ષમા?"

સુધાએ આ વખતે અભિમાન ભર્યા સ્વરે કહ્યું: " નિષ્ઠુર! મને હજી પણ નીચે પડવા દઈને, માર્ગની ધૂળમાં રગદોળ્યા વગર તમારું અભિમાન નહિ ધોવાય? કહો, ક્ષમા આપો છો?"

સૌરિને શાંત ભાવે કહ્યું: " ક્ષમા તો આપ મને આપો. માર્ગનો ભિખારી બનીને હું સોનાના સિંહાસન પર બેસવાનું સ્વપ્ન જોઈ રહ્યો હતો–મારી એ સ્પર્ધા માટે મને ક્ષમા કરો–મન ઉપર તો કોઈનું જોર ચાલતું નથી."

સુધા વધુ નજીક આવીને સૌરિનના હૃદય પર મસ્તક મૂકતાં બોલી: " તમે વિજેતા છો. પણ હું તમને ક્ષમા નહિ આપું. તમારા સ્વપ્ન માટે તમારે જીવનભર આ સજા સહવી પડશે."

સૌરિનની આંખ આડેથી પડદો ખસી ગયો. તે બધી વસ્તુ સમજી ગયો. સુધાના બંને હાથ પ્રેમપૂર્વક પકડીને તે બોલ્યો: " કહે સુધા, આ સ્વપ્ન તો નથીને?"

સુધાના હૃદય સમુદ્રમાં તૃપ્તિ અને આનંદના તરંગો નાચી રહ્યા હતા. સૌરિનના વદન પર પ્રેમભરી દૃષ્ટિ સ્થાપીને તે બોલી: " હું કંઈ સ્વપ્ન નથી, તો પણ..."

સૌરિને સ્નેહભર્યા સ્વરે કહ્યું: " તું મારું પ્રેમ સ્વપ્ન છે."

ત્યાર પછી સુધાએ મિ૦ સરકાર સાથેના સંબંધના ત્યાગની વાત, ભિખારણની ચોરીની વાત, ટુનીની વાત, પોતે કલકત્તા આવી એ વાત, પોતે ક્ષમા માગવા માટે

કેટલી આતુર બની હતી એ વાત વિગતવાર કહી સંભળાવી. કહેતાં કહેતાં તેના કમળનયનો આંસુથી છલકી ઊઠતાં. છેવટે તે ગળગળા સ્વરે બોલી: "મારો સઘળો ગર્વ નાશ પામ્યો છે. તમે–ચોર ભિખારીને પણ હૈયા સાથે લઈ શકો છો અને આવા શરીરે સેવાના મહાકાર્યમાં તમારા જીવનને પાથરી શકો છો. તમારું શરીર નબળું છે એ સાંભળ્યા પછી હું જરા યે સ્થિર રહી શકી નહિ. મારો મોહ ધોવાઈ ગયો છે. અત્યારે મને સમજાય છે કે હું તો પામર છું. તમારા ચરણોમાં રહેવાબ પણ મારામાં યોગ્યતા નથી."

સૌરિને મૃદુ હાસ્ય સહ કહ્યું: "તને સ્થાન આપવાની મારા ચરણોમાં યોગ્યતા નથી...તને સ્થાન આપવાની માત્ર આ એક જ જગ્યા છે." કહીને તેણે સુધાને હૈયાસરસી લીધી.

સુધાએ કહ્યું: "હવે હું સમજી શકી છું કે, તમે કેવી રીતે દરિદ્ર પ્રજા વચ્ચે ઊભા રહો છો. ખરેખર એ આપણાં છે. એના સુખદુ:ખ એ આપણાં સુખદુ:ખ છે. કલકત્તામાં મેં આવીને સાંભળ્યું કે તમે નિતુ ગાંડીને એની પુત્રી આપીને સારી કરી છે. તમારી આ દયા એ કદી ભૂલી શકશે? કહો, ફરી આપણા ગામમાં આવીને તમે આ રીતે દીનદુ:ખીને તમારા કરી લેશોને? નહિ તો હું એ માનીશ કે તમે મને ક્ષમા કરી નથી."

સૌરિને હસીને કહ્યું: "એમ જ થશે: જેમાં તને આનંદ મળે, એ હવેથી મારા જીવનનું એક વ્રત બનશે. પણ હજી હું વિશ્વાસ કરી શકતો નથી, ખરેખર હું એ સૌરિન છું અને તું એ સુધા છે? આ સ્વપ્ન તો નથીને?"

સુધાએ હાસ્ય છલ્યા નેત્રે સૌરિન સામે જોઈને કહ્યું: "હજી પણ અવિશ્વાસ છે? હું પરાજીત બનીને આવી છું એ જાણ્યા પછી પણ તમને તૃપ્તિ નથી થતી?"

સૌરિને કહ્યું: "જો, ઘણીવાર તારા નયનોના ભાવ પરથી મને લાગેલું કે તું મારા પર અપ્રસન્ન છે, છતાં તું

મને ચાહે છે. પણ જ્યારે હું તારો ગંભીર ચહેરો જોતો, અને તારા વ્યંગના તીર સહી લેતો ત્યારે..."

સુધા કરુણ સ્વરે બોલી: "એ બધું શા માટે? એ દુઃખના દિવસો તો ચાલ્યા ગયા છે. એ ગર્વ કચરાઈ ગયો છે. ત્યારે મારી ગરદન પર ભૂત બેઠું હતું!" આટલું કહીને સુધા હસી પડી. તંબૂમાં જે ગંભિરતા હતી, તે આ સુવર્ણ પ્રતિમાના હાસ્યથી કવિતા સમી બની ગઈ. સૌરિન પણ હસ્યો, અને બોલ્યો:–"જવા દો. ઘણી રાત થઈ છે. હવે વિશ્રામ કરવો જોઈએ. અમારે અહીં એક મહેમાનો માટે તંબૂ છે ત્યાં..."

વચ્ચે જ સુધા બોલી: "સારું થયું કે રહીરહીને અતિથિ સત્કારનું યાદ આવ્યું. પહેલાં તો મને અધવચ્ચેથી જ વિદાય કરવા માગતા હતા. પણ અમારી ચિંતા કરવાની નથી. અમે વ્યવસ્થા કરી છે."

સૌરિને પ્રશ્ન કર્યો: "અમે? અમે કોણ?"

સુધાએ કહ્યું: "હું ને ભાઈ!"

સૌરિન બાળક માફક ઉત્સાહમાં આવી જઈને આનંદથી બોલી ઉઠ્યો: "કોણ અમલ? એ ક્યાં છે? અત્યાર સુધી કેમ કંઈ કહ્યું નહિ? ચાલ, ચાલ."

જતી વખતે સુધાએ હસતાં હસતાં કહ્યું: "ભાઈ તો બહારના મોટા તંબૂમાં એકલા બેઠા છે અને મને એકલીને અહીં મોકલી છે. મને એકલીને તમારી પાસે શા માટે મોકલી છે, એ શું મારે સમજાવવું પડશે?"

સૌરિને હસતાં હસતાં કહ્યું: "ના, એ કંઈ સમજાવવાની જરૂર નથી. ચાલ આપણે બંને જઈને ભાઈને પકડી લાવીએ. આટલા ઉદાર વ્યવહાર પછી હું બધું સમજી જ ગયો છું."

**સમાપ્ત**

# લીલાવતી ગ્રંથમાળા

## વર્ષ ૧ લું

| | | |
|---|---|---|
| વીરાંગનાઓની વીરહાક | ૦-૨ાા | |
| રાસ રમણા (બી.આ.) | ૦-૧૦ | |
| અરક્ષણિઆ | ૦-૬ | |
| કલ્પનાના પ્રતિબિંબ | ૦-૮ | |
| ખાટીમીઠી બાળવાતો | ૦-૭ | |
| સમયના વ્હેણ | ૦-૬ | |
| ગૃહનીતિ | ૦-૧૨ | ૦-૧૪ |
| સોરઠી વિભૂતિઓ | ૦-૧૦ | ૦-૧૨ |

## વર્ષ ૨ જું

| | |
|---|---|
| હેમા બહેન | ૦-૫ |
| વીરા ફીગનર | ૦-૬ |
| રસિયણના રાસ | ૧-૦ |
| પ્રતિભા | ૦-૯ |
| ગૃહશિક્ષા | ૧-૪ |
| સિમંતિની | ૧-૦ |
| ધૂપદીપ | ૦-૧૨ |

## વર્ષ ૩ જું

| | |
|---|---|
| કિલ્લેદારની કન્યા | ૧-૦ |
| સમાજની ભીતરમાં | ૧-૦ |
| સ્વર્ગની પરીઓ | ૧-૦ |
| ઉરદાહ | ૧-૮ |
| પરણ્યા પછી : ૧ લો | ૦-૮ |

## વર્ષ ૪ થું

| | |
|---|---|
| રાસ કસોટી | ૧-૦ |
| ગૃહ–લક્ષ્મી | ૧-૦ |
| પદ્મિની | ૧-૮ |
| બકુલાભાભી (મ.નથી) | ૧-[illegible] |
| પરણ્યા પછી : ૨ જો | ૧-૪ |

[illegible]

JACKET: PRINTED BY LORDKIN PRINTERY, AHMEDABAD.